# अनुक्रमणिका







## ॥ मंगलं ॥

यं मायया जगदिदं भ्रमयन्तमाद्यं
देवाः स्तुवन्ति निगमागमलिङ्गमंत्रैः ॥
कल्याणमत्र जनुषि स्वपदं परत्र
देयात्सतांगतिरनन्तगुणः स ईशः ॥१॥

ज्येष्ठ शुक्ल २ शनौ
वि. संवत् २००९

राजवैद्यः ।



# ॥ अर्पण पत्रिका ॥

[illegible] महात्मनः ॥
मंत्री [illegible] जोशी श्री [illegible] ॥१॥
[illegible] पितामहः ॥
[illegible] यो गिरां देव्या गीर्वाणवागलंकृतः ॥२॥
शतं स शारदां [illegible] ॥
[illegible] मेघदूतं मोदप्रदं विदां ॥३॥

[illegible] ॥

# મહાકવિ કાલિદાસ અને મેઘદૂત

## આર્યશાસ્ત્રો અને ગૃહસ્થાશ્રમ:

આર્યાવર્તના આર્ય ઋષિ મુનિઓએ સંસારમાં જન્મતાં દરેક મનુષ્યના દરેક વ્યવહારની વ્યવસ્થા માટે રચેલાં શાસ્ત્રો, હજારો વર્ષના અનુભવના સત્ત્વરૂપ પરિણામરૂપ, કે વાવેલાં વૃક્ષોનાં ફળરૂપ છે. આપણા પૂર્વજો જે વૃક્ષોને વાવી ઊછેરી ફળદ્રુપ કરી ગયા છે તે વૃક્ષોનું રક્ષણ પોષણ કરી આપણે તેનાં ફળ ખાઇ સુખમાં સંસાર વીતાવવાનો છે. એક ઝાડ વાવ્યા પછી ફળનો લાભ લેવા માટે પાંચ પંદર વર્ષનો સમય તેને સાચવવા ઊછેરવામાં ગાળવો પડે છે. તેમ સંસારરૂપી વૃક્ષનાં અનેક વિષયોને લગતાં ફળ મેળવવા માટે હજારો વર્ષના અનુભવ પ્રમાણે લખાતાં આવેલાં શાસ્ત્રોરૂપી વૃક્ષો આપણા આચાર્યો મુકી ગયા છે. જગતના મનુષ્યો તેને અનુસરી જીવન સફળ કરે. એ શાસ્ત્રો હિંદ માટે જ કે હિંદુઓ માટે જ નથી પણ આખા જગતને લાગુ પડે અને આખું જગત તેને અનુસરી સંસારની દરેક શાખાનાં સુખ મેળવે એ દ્રષ્ટિએ તેઓએ રચેલાં છે.

ગૃહસ્થાશ્રમ માટે આર્યોએ એવાં ઉત્તમ શાસ્ત્રો રચ્યાં છે કે જેને અનુસરી ગૃહસ્થાશ્રમમાં પડનાર તેનું વહન કરનાર પતિ પત્ની અને તેનાં સંતાનો વંશજો આ લોકમાં અત્યન્ત સુખી જીવન ગાળી પરલોકમાં ઉત્તમ ગતિ પામે છે. આર્યોના ગૃહસ્થાશ્રમમાં પતિ પત્ની લગ્નના ધાર્મિક વિધિથી બંધાયા પછી તેનું સ્નેહ બંધન એવું દ્રઢ થાય છે કે આખી જીંદગી સુધી તેઓ એક બીજાના કંઠ પ્રાણની પેઠે જીવન વિતાવે છે. આજે પણ હિંદી પ્રજાનું ગૃહસ્થાશ્રમી જીવન જગતની બીજી પ્રજા કરતાં મોટે ભાગે ઉત્તમ છે. યુરોપ અમેરિકાના દંપતી જીવનનાં વિપરીત પરિણામ જોનારા તે તે દેશના વિદ્વાનો અને અગ્રણીઓ કેટલાક સમય થયાં હિંદના ગાર્હસ્થ્ય જીવનનો અભ્યાસ કરી તેને અનુસરવાના માર્ગ લઇ રહ્યા છે.

પોતાને જન્મ આપનારાં માબાપની આખી જીંદગી સેવા કરે તો પણ સંતાનો તેના ઋણમાંથી મુક્ત થાતાં નથી એવી ધાર્મિક ફરજનું આજે પણ હિંદમાં જેટલું પાલન થાય છે તેટલું અન્ય હાલની જડવાદી પ્રજામાં થતું નથી. તેઓ કહે છે કે માબાપે સંતાનો ઉત્પન્ન કર્યાં તે એમની વિષય વાસનાનું ફળ છે તેમાં આપણા ઉપર માબાપોનો ઉપકાર શું છે? આ કેટલું વિકૃત, કૃતઘ્ન અને ક્ષુદ્ર માનસ છે! તેની સામે હિંદી પ્રજાના પવિત્ર માનસને ઘડનારા આપણા શાસ્ત્રકારોને આપણે અને બીજા દેશના વિદ્વાનો હજારો ધન્યવાદ આપે છે.

પોતાની સ્ત્રીઓનાં રક્ષણ માટે પોતાનાં રાજપાટ અને દેહના ભોગ આપનારા લાખો પુરૂષોના અને પોતાના પતિ પ્રત્યેના સ્નેહને લઇ પતિ પાછળ અગ્નિમાં પોતાના દેહ હોમનારી કે મૃત્યુનો સ્વીકાર કરનારી લાખો સ્ત્રીઓના દાખલા હિંદ સિવાય દુનિયાનો કોઇ પણ દેશ બતાવી શકશે નહીં. એ આર્યશાસ્ત્રોએ ઘડેલા માનસનું ફળ છે.

મેઘદૂત એ બે હજાર વર્ષ પહેલાંથી હિંદમાં પતિ પત્ની વચ્ચે કેવાં સ્નેહ બંધન છે તેનો દાખલો પુરો પાડે છે. આવો સ્નેહ જે પતિનો પત્ની ઉપર અને પત્નીનો પતિ પ્રત્યે હોય છે તે દંપતીના જીવનની સફળતાની કલ્પના દરેક સંસારી કરી શકે છે. પતિ પત્ની

વચ્ચેના ગાઢ દૈવી સ્નેહબંધન રજુ કરનારાં કાવ્યો પણ ભરતખંડ જ ધરાવી શકે છે. પ્રજાને સંસાર સુખના સાચે માર્ગે દોરવાનું કામ હજારો ઉપદેશકો, કાયદા કે બીજાં સાધનો નથી કરી શકતાં તે આવાં કાવ્યો કરે છે.

**આર્ય કાવ્યો અને મેઘદૂતની સર્વતોમુખી લોકપ્રિયતા**

હિંદમાં ગૃહસ્થાશ્રમી જીવન સાથે સંબંધ ધરાવનારી બધી શાખાના સંસારી માર્ગોને ઉચ્ચ કોટીએ પ્રજા સન્મુખ મૂકનારા આદિ કવિઓ વાલ્મિકી વ્યાસ વગેરે છે. તેઓએ દોરેલે માર્ગે સંસારીઓ સરલતાથી પ્રયાણ કરી શકે તે માટે ભવભૂતિ, ભારવી, ભાસ, કાળિદાસ, બાણ જેવા સમર્થ કવિઓએ ઉત્તમ કોટીનાં કાવ્ય નાટકો વગેરે રચીને સરલતા કરી છે. દુનીયાના જુદાજુદા દેશમાં જુદીજુદી ભાષાના અનેક કવિઓ થઇ ગયા છે પણ હિંદમાં જે કોટીના જે કક્ષાના સંસ્કૃત કવિઓ વિદ્વાનો પાક્યા છે તેઓની બુદ્ધિની તુલનામાં આવી શકે એવો એક પણ કવિ આજ સુધી થયો નથી એમ દુનિયાના પ્રખર વિદ્વાનો પણ કબૂલ કરે છે. જેવી રીતે હિંદમાં કાવ્ય નાટક રચનારા વિદ્વાનોએ જગતમાં અગ્રસ્થાન મેળવ્યું છે તેવી જ રીતે જ્યોતિષ, આયુર્વેદ, સ્થાપત્ય, વિજ્ઞાન કળા કૌશલ્ય વગેરે વિષયના જે જે વિદ્વાનો પ્રાચીન કાળમાં થઇ ગયા છે, તેઓને ટોડે આવે એવો એક પણ વિદ્વાન કે શોધક હજી સુધી દુનિયામાં પાક્યો નથી.

કાળિદાસ કવિના અભિજ્ઞાન શાકુંતલ નાટકે દુનિયાને ડોલાવી દીધી છે. તેમ નાના છતાં મેઘદૂત કાવ્યે પણ હિંદના દરેક પ્રદેશના વિદ્વાનો પ્રજા ઉપરાંત યુરોપ અમેરિકાના વિદ્વાનો અને પ્રજાનું ભારે આકર્ષણ કર્યું છે અને કાળિદાસ માટે ધંન્યવાદના હજારો ઉદ્ગારો કઢાવ્યા છે. હિંદના દરેક પ્રાંતમાં બે હજાર વર્ષથી મેઘદૂત પ્રચલિત છે. પરંતુ યુરોપ અમેરિકામાં ૧૪૦ વર્ષ પહેલાં મેઘદૂત પહેલવહેલું પ્રગટ થયું અને પછી પશ્ચિમની જુદી જુદી ભાષામાં તેનાં ભાષાંતરો થયાં. ઇસ્ટ ઇન્ડિયા કંપનીના સરજન ડા. એચ એચ. વિલ્સને સને ૧૮૧૩માં સંસ્કૃત ટીકા અને અંગ્રેજી ભાષાંતર સાથે મેઘદૂત પહેલવેલું કલકત્તામાં છપાવ્યું, ત્યારપછી ડા. જેકબ અને મી. કલાર્કે લંડનમાં, ડા. ગિલ્ડે કોપનહેગન અને બોનમાં, ડૉ. મેક્સ મુલરે કોનીગસબર્ગમાં, એમ ૧૮૪૭ સુધી જુદી જુદી આવૃત્તિઓ મેઘદૂતની છપાવી હતી. ત્યારપછી ડા. સ્ટેન્ઝારે બ્રેસ્લોમાં અને ડા. બેખે બરલિનમાં જર્મન ભાષાંતર સાથે ૧૮૭૪ સુધીમાં છપાવેલાં છે. તે સિવાય મી. ઇ. હુલ્ઝ, ડા. જોન્સન, મી. જી. એ. જેકબ, મી. શુટ્ઝ, મી. પ્રીટ્સ વગેરે વિદ્વાનોએ જર્મન વગેરે ભાષામાં ઘણી આવૃત્તિઓ બહાર પાડી છે. આ રીતે યુરોપના વિદ્વાનોએ મેઘદૂતનો સારો સત્કાર કર્યો. પશ્ચિમના વિદ્વાનોએ આ કાવ્યની જે પ્રશંસા કરી છે તે વાંચી આપણાં હૈયાં ગજગજ ફૂલે છે. હિંદમાં મુદ્રણ કળાનું અસ્તિત્વ નહોતું ત્યારે હાથે લખેલી પ્રતો દ્વારા આખા દેશમાં પ્રચાર થતો. આખા હિંદની મેઘદૂતની પ્રતો એકઠી કરવામાં આવે તો ઓછામાં ઓછી પાંચ હજાર થાય

હિંદમાં આશરે ૨૦૦ વર્ષ પહેલાંના સમયથી લીથો પર છાપવાનું કામ શરૂ થયું. જેમ જેમ દુનિયામાં કળા વિકાસ પામતી ગઇ તેમ તેમ આ દેશ પણ છાપવાની કળામાં આગળ વધતો ગયો. અને બીજાં શાસ્ત્રો અને કાવ્યો સાથે મેઘદૂત પણ મોટા પ્રમાણમાં હિંદના દરેક શહેર અને ગામોમાં ફેલાયું.

## પ્રાચીન ટીકાઓ

મેઘદૂત ઉપર વલ્લભ અને મલ્લિનાથી ટીકા મુંબઇ પૂનામાં અને દક્ષિણાવર્ત નાથની પ્રદીપ ટીકા ત્રિવેંદ્રમમાં છપાણી છે. શ્રી ભુવનેશ્વરી ગ્રન્થ ભંડારમાં ૨ મલ્લિનાથની કરેલી સંદેશ વિષૌષધી સંજ્ઞક સંજીવની નામની ટીકા. ૧ અવચૂરી ટીકા, ૨ નામ વિનાની ટીકા, ૪. મૂળ માત્ર અને ૫ પ્રત અપૂર્ણ એમ કુલ ૧૪ હસ્તપ્રતો છે.

રસશાળાનાં અને બીજાં સંશોધનના કામમાં મારે હમેશાં બધો વખત ગાળવો પડતો હોવા છતાં મેઘદૂતનું કામ હાથમાં લીધું એટલે જલદી આટોપી લેવાની ઉતાવળથી બહારના મિત્રો કે સંસ્થાઓ પાંસેથી વધુ હસ્તપ્રતો મેળવવા કે તુલનાત્મક દ્રષ્ટિયે તપાસવાને માટે થોભી શકું એમ ન હોતો એટલે શ્રી ભુવનેશ્વરી પીઠ માંની હસ્તપ્રતોના આધાર પાઠભેદો વગેરે માટે લઇ આ પ્રકાશન ઉતાવળે પ્રગટ કરેલ છે.

આ મેઘદૂતની ગુજરાતીમાં અને હિંદની બીજી ભાષામાં મંદાક્રાંતામાં સમશ્લોકી રૂપે કે બીજા વૃત્તમાં રચના થઇ છે એમ મેં સાંભળેલ છે પણ તેમાંનું કોઇ મારા વાંચવામાં આવ્યું નથી તેમ અવકાશ પણ મળ્યો નથી.

## સરલ કાત્યાયની ટીકા અને તેની રચનાનું લક્ષ્ય

આ સંસ્કૃત કાત્યાયની ટીકાની રચના, શ્લોક વાંચતાં તેનો અર્થ તુરત જ વાંચનારને સમજાઇ જાય એ દ્રષ્ટિબિંદુથી કરી છે. તેમ ટીકાની રચનામાં, શ્લોકાર્થમાં, ભાવાર્થમાં, શબ્દાર્થમાં એમ ઘણે ઠેકાણે મલ્લિનાથ અને બીજા ટીકાકારોથી હું જુદો પડયો છું.

મેઘદૂત જેવાં કઠણ છતાં રસિક કાવ્યો પરત્વે સેકડે ૯૫ ટકા વાંચનારાની વૃત્તિ કે ઇચ્છા સ્વાભાવિક એવી હોય છે કે શ્લોક વાંચતાંની સાથે જ તેમાંના જે જે શબ્દોનો અર્થ ન બેસે કે અન્વય ગોઠવતાં મુંઝવણ પડે તો તે ટીકામાંથી ગોતી લઇ તુરત અર્થ જાણી લેવો. તે સમજવા માટે ટીકાનો આશ્રય લઇ જલદી શ્લોક બેસારી દેવાની તીવ્ર આકાંક્ષા વાંચનારની હોય છે. તેનું મન જરા પણ વિલંબ સહન કરી શકતું નથી. જો ટીકામાંથી પોતાને જાણવાનું ન મળે તો તે નાસીપાસ થઇ ટીકાકારને માટે બે કડવા શબ્દ મનમાં બોલી પણ નાખે છે. આ એક માનવ સુલભ ભાવના દરેક ઠેકાણે અને વ્યક્તિમાં હોય છે. સંસ્કૃત ટીકામાં વ્યાકરણ કોશ તથા બીજા પ્રસંગોના અને સંબંધ ધરાવતા અન્ય વિષયનાં લાંબાં વિવેચનમાં વાંચનારને જે વસ્તુની જરૂર હોય તે ગોતતાં ઘણો વખત લાગે છે અને ઘણીવાર જેની જરૂર હોય તેનું સ્પષ્ટીકરણ તેમાં હોતું નથી. તે શબ્દાર્થ જાણવા બીજી ત્રીજી ટીકા જુવે છે, બીજાની આવૃત્તિઓ ગોતે છે, અથવા શબ્દકોશ જોવાની માથાકૂટ કરવી પડે છે. આ હકીકત દરેક શાસ્ત્રની ટીકાઓને અને દરેક વાંચનારાઓને લાગુ પડે છે.

આ કાવ્યનો અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓને પણ આ ટીકા માર્ગદર્શક રસિક અને શ્લોકાર્થ તત્કાળ સમજવામાં સરલ પડે એવા વિચારે પણ ટીકાની રચના કરી છે. વ્યાકરણ, કોશ કે બીજા આવશ્યક પ્રમાણોની જરૂર હોય તેઓયે બીજી ટીકાઓ જોઇ લેવી. મને લાગે છે કે નવીન શૈલીની ટીકા કરવામાં મેં પહેલ કરી છે એમ ઘણાને

લાગશે તે યોગ્ય છે કે કેમ એનો નિર્ણય તો વાંચનાર વર્ગે જ કરવાને છે, પણ મને વિશ્વાસ છે કે આ ટીકા વિદ્વાનો વિદ્યાર્થીઓ કાવ્યરસિકો અને વાંચક વર્ગને રસિક રૂચિકર હ્રદયંગમ થાશે, તેમ આ ટીકામાં ભૂતકાળના ટીકાકારો કરતાં ઘણે સ્થળે નવીનતા વિશેષતા ઉચિત તથા રસિક અર્થાન્તર પણ મળશે.

## મેઘદૂતનાં અનુકરણો

મેઘદૂતનું અનુકરણ ઘણા વિદ્વાનોયે કરેલ છે જેમકે પાર્શ્વાભ્યુદય, નેમીદૂત, પવનદૂત, હંસસંદેશ, મનોદૂત વગેરે જુદાં જુદાં દૂત કાવ્યો. શ્રી જીનસેનાચાર્યે વિક્રમ સંવત ૮૭૧ માં પાર્શ્વાભ્યુદય રચ્યું છે. આ કાવ્યમાં શ્રી પાર્શ્વનાથની સ્તુતિ છે. કાવ્યની દ્રષ્ટિથી રચના સારી છે. મેઘદૂતના વૃત્ત પ્રમાણે તમામ મંદાક્રાન્તામાં જ રચેલ છે. મેઘદૂતનાં એક કે બે કે એક પછી એક એમ મેળ વિના સમસ્યાપૂર્તિની પદ્ધતિથી નવાં પદ્ય રચી શ્લોક પૂરા કર્યા છે. મને પાર્શ્વાભ્યુદયની કોઈ હસ્તલિખિત પ્રત જોવા મળી નથી. વિક્રમ સંવત ૧૯૬૬ની સાલની મુંબઈના નિર્ણય સાગરમાં છાપેલી ચોપડી જોતાં તેમાં ૪ સર્ગ અને ૩૫૮ શ્લોક મંદાક્રાન્તામાં મેઘદૂતના સંકલન સાથેના છે અને ૬ શ્લોક આ કાવ્યની રચનાની પ્રશસ્તિરૂપે લખ્યા છે. આ પુસ્તકમાં ૧૨૦ શ્લોક મેઘદૂતના છાપનારે સ્વીકાર્યા છે. **आनन्दोत्थं** ૭૦ મો અને **यस्यां मत्त** ૭૫ મો બે શ્લોક ક્ષેપક ગણ્યા છે. આ જીનસેનાચાર્ય વિક્રમ સંવત ૮૭૧ માં, રાષ્ટ્રકૂટવંશમાં કર્ણાટક અને મહારાષ્ટ્રના રાજા અમોઘવર્ષ રાજા કે જેની રાજધાની મલખેટ અથવા માણ્યખેટપુરમાં હતી અને તે રાજાના ગુરૂ જીનસેનાચાર્ય હતા એમ કહેવાય છે. શ્રી જીનસેનાચાર્યને મળેલી હસ્ત પ્રતમાં મલ્લિનાથ પ્રમાણે શ્લોક સંખ્યા છે. તેને એ જાતની અપૂર્ણ મળેલી હસ્તપ્રત પ્રમાણે શ્લોક સંખ્યા સ્વીકારી તેના પર સમસ્યા પૂર્તિરૂપે કાવ્ય રચના કરી છે. ચાલુ પાઠ સાથે સરખાવતાં શ્લોકમાં ઘણા પાઠભેદ છે. એકંદર જોતાં મલ્લિનાથ, અને જીનસેનાચાર્યની મેઘદૂતની પ્રતિઓથી મેઘદૂત સંબંધે વધુ પ્રકાશ પડતો નથી. નેમીદૂત શ્રી નેમીનાથની સ્તુતિ રૂપે સાંગણના પુત્ર વિક્રમ કવિએ રચ્યું છે. તેમાં મેઘદૂતના દરેક શ્લોકના છેલ્લા ચરણની સમસ્યાપૂર્તિની રીતે બાકીનાં ૩ ચરણ સ્તુતિનાં રચેલ છે. આ કાવ્યની રચના પાર્શ્વાભ્યુદય કરતાં ઊંચી કક્ષાની છે. આ રીતે ઘણા કવિઓએ કાળીદાસનું અનુકરણ કરેલ છે. સમસ્યા રૂપે સ્તુતિ કરવી એ ઠીક નથી. પ્રાચીન આર્ય કવિઓએ આવી શૈલી સ્વીકારી નથી સ્તુતિ રૂપે સ્વતંત્ર કાવ્ય રચી પોતાની કવિત્વ શક્તિ બતાવી શકાય છે. દરેક અવતારી પુરૂષના જીવનચરિત્રની ઘટનાઓ ભિન્ન ભિન્ન હોય છે તે બધાને એક શૃંગારી કાવ્યનાં પદ્યો સાથે જોડી દેવા કે ઘટાવવા જેવી રચના તાણી ખેંચીને કરવી પડે છે, છતાં મેઘદૂતની મોહિની કેવી છે એ અવતારી પુરૂષોની સ્તુતિમાં તેને જોડી દેનારા વિદ્વાનોએ બતાવી છે.

## કાલિદાસ માત્ર શૃંગારી કવિ નથી

કાલિદાસને શૃંગારી કવિ કેટલાક કહે છે પણ તે માન્યતા બરાબર નથી. કાલિદાસે એવાં કથાનકો પસંદ કર્યાં છે કે તેમાંના અમુક પ્રસંગોમાં સ્વાભાવિક રીતે જ શૃંગાર રસ પ્રધાન હોય છે. તેની રચના અને જમાવટ અદ્દભુત રીતે કરી દેખાડવી એ તો કવિની

બુદ્ધિમત્તાની વાત છે. જે પ્રસંગમાં જે રસ આવે તેને આકર્ષક રૂપમાં ગૂંથવો એ કવિની ખૂબી છે. કાલિદાસ સર્વશાસ્ત્ર પારંગત હતા. તેથી જે વિષયને તેણે હાથમાં લીધો છે તેને ઉચ્ચ કોટિનો બનાવી દીધો છે. જે જે રસ જે સ્થળે આવ્યો છે ત્યાં તેનું તાદ્રશ રૂપ તેણે ખડું કરી દઇ વાંચનારાઓને મુગ્ધ કરી દીધા છે. રઘુવંશમાં ઇંદુમતિ માટે અજનો વિલાપ એ ઓછો કરૂણ રસ પૂર્ણ નથી. કવિની અલૌકિકતા જ એ છે કે જે રસનો જ્યાં પ્રસંગ ત્યાં તેની જમાવટ એવી કરી બતાવવી કે વાંચનારા પોતાનું ભાન ભુલી જઇ તે રસમાં તન્મય થઇ જાય. એ પણ શક્ય છે કે કવિઓ સંસારમાં જે રસોના વધુ સંપર્કમાં આવ્યા હોય છે તે રસની જમાવટ કરવાની ધાટી તેમાં વધુ પ્રમાણમાં હોય. કાલિદાસનું જીવન રાજવૈભવ વિલાસમાં મોટે ભાગે પસાર થયેલું હોવાથી જ્યાં જ્યાં શૃંગાર રસનો પ્રસંગ આવ્યો ત્યાં વિશેષ કુશળતા દેખાડી હોય એ પણ સ્વાભાવિક છે.

પ્રાચીન કવિઓ સંબંધે વિચાર કરશું તો પણ જણાશે કે તેઓએ પણ પ્રસંગ પ્રમાણે રસની જમાવટ અદ્દભુત રીતે કરી દેખાડેલી છે. રામવનવાસ, સીતાનું હરણ, રાવણના વધ પછી સીતાનો અસ્વીકાર, સીતાની પવિત્રતા સંબંધે વાલ્મિકીની પ્રતિજ્ઞા, સીતાનો ભૂમિપ્રવેશ; દ્રૌપદીનાં વસ્ત્રહરણ, પાંડવોનો વનવાસ પ્રયાણ, સમાધાન કરવા જતી વખતે શ્રીકૃષ્ણને દ્રૌપદીએ કહેલાં વચનો વગેરે રામાયણ અને મહાભારતના પ્રસંગોમાં વાલ્મિકી અને વ્યાસ જેવા પ્રાચીન આદિ કવિઓએ કરૂણ રસની એવી જમાવટ કરી છે કે વાંચનારાનાં હૃદયો હલી જાય છે. તેવો કોઇ કવિ જગતમાં થયો નથી. થશે નહી. તેમના પછીના કવિઓએ ઘણે ભાગે તેઓનાં જ કથાનકોને જુદા આકર્ષક સ્વરૂપે રજુ કર્યાં છે અને પોતપોતાની યોગ્યતા પ્રમાણે પ્રસંગના રસોની જમાવટ કરી ગયા છે.

**મેઘદૂતનું વસ્તુ**

મેઘદૂતની રચનાનું વસ્તુ રામાયણ ઉપરથી કાલિદાસે લીધું હોવાનું મલ્લિનાથ કહે છે તે બરાબર નથી. આખા કાવ્યમાં વિવિધ દ્રષ્ટાંતો કવિએ આપ્યાં છે તેમાં મેઘ સંદેશો આપશે ત્યારે રામનો સંદેશો હનુમાનને મોઢેથી સાંભળવા સીતા ઉત્સુક હતાં તેમ પોતાની સ્ત્રી સાંભળવા આતુર થાશે એમ તુલનાત્મક દ્રષ્ટાંત આપ્યું છે. રામગિરિ આશ્રમોમાં આવેલાં સીતાના ઐતિહાસિક પવિત્ર કુંડોનો ઉલ્લેખ કર્યો છે. તેથી મેઘદૂતની રચનાની કલ્પના કવિએ રામાયણ ઉપરથી કરી હતી એમ કહેવું એ ખોટું છે. કોઇપણ કવિ પ્રસંગને અનુસરતા અનેક પ્રાચીન અર્વાચીન ઐતિહાસિક ઘટનાનાં, સ્થળોનાં વ્યક્તિગત કે સમષ્ટિગત દ્રષ્ટાંતો આપે છે. મેઘદૂતમાં પણ આવાં બીજાં ઘણાં દૃષ્ટાંત આવ્યાં છે.

આ કાવ્યમાં કવિનું ભૌગોલિક જ્ઞાન પણ ઉચ્ચ કોટિનું જણાઇ આવે છે, એટલું જ નહિ પણ પ્રત્યેક પ્રદેશની પ્રજાના સ્વભાવ રીતભાત રિવાજ વ્યવહાર વગેરેનું તલસ્પર્શી સૂક્ષ્મ જ્ઞાન ધરાવે છે એ આપણે જોઇ શકીયે છીએ.

પોતાને દેશવટો આપનાર રાજાનો પણ ક્યાંય પોતે અવગુણ લીધો નથી પણ પોતાના રાજાને વફાદાર રહ્યા છે. રાજાએ આપેલા દેશવટા માટે કવિયે પોતાના ભાગ્યને દોષ દીધો છે. આ કવિના સ્વભાવની કેટલી મહાનતા અને પોતાના આશ્રયદાતા પ્રત્યે કેટલી વફાદારી બતાવે છે? પ્રાચીન કે અર્વાચીન સંસ્કૃત કવિયો કે પંડિતોનો આ સ્વભાવ જ છે, અને સંસ્કૃત ભાષા અને તેમાં રહેલાં જ્ઞાનના એ જ સંસ્કાર હોય છે.

### કાલિદાસનો સમય

કાલિદાસ કવિનો જન્મ ઉજ્જૈનમાં વિક્રમ સંવત શરૂ થયા પહેલાંના સૈકામાં એટલે ગત કળિના કે યુ. સં. ૩૦૧૮ વર્ષમાં થયો હતો વિક્રમ રાજા અને કાળિદાસ સરખી ઉમરના હતા. યુ. સં. ૩૦૪૩માં રાજાએ પોતાનો વિક્રમ સંવત શરૂ કર્યો ત્યારે બન્નેની ઉમર લગભગ ૨૫ વર્ષની હતી અને ત્યાર પહેલાં વિક્રમરાજાયે ભરતખંડમાં દિગ્વિજય કરી લીધો હતો એના સ્મરણ રૂપે પોતાનો વિક્રમ સંવત ૩૦૪૩ માં શરૂ કર્યો ત્યારપછી ૨૫ વર્ષે એટલે ગતકલિવર્ષ અથવા યુધિષ્ઠિર સંવત ૩૦૬૮માં કાળિદાસે જ્યોતિર્વિદાભરણ રચ્યું છે. તે વખતે વિક્રમ સંવત ૨૫ ચાલતો હતો. ત્યારે બન્નેની ઉમર ૫૦ વર્ષની હતી.

પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનોયે પણ આ વાત કબૂલ કરી કાલિદાસનો જન્મ ઇસ્વીસન પહેલાં ૫૭ વર્ષે થયાનું સ્વીકાર્યું છે. પશ્ચિમના વિદ્વાનો પણ જેઓ નિખાલસ હૃદયના અને અંતઃકરણના અવાજ પ્રમાણે વર્તનારા છે તેઓ આ સમય માન્ય રાખે છે. પશ્ચિમના કેટલાક વિદ્વાનોને કાલિદાસનો સમય બે હજાર વર્ષનો રાખવામાં પોતાના દેશનું ગૌરવ ઓછું થતું લાગ્યું છે તેઓ અને તેઓની માન્યતા પ્રમાણે દોરવાયેલાઓયે ઇસ્વીસનના ૩ થી ૬ના કે ૮મા સૈકામાં મરજી પડે ત્યાં કાલિદાસને મૂકેલ છે અને પશ્ચિમના પૂછડાને વળગી ચાલનારા થોડા હિંદી વિદ્વાનો પણ એ મતને અનુસરે છે. પણ કાલિદાસનો સમય બે હજાર વર્ષ પહેલાંનો છે એ ઐતિહાસસિદ્ધ અને પ્રમાણસિદ્ધ છે. સંસ્કૃતના ઊંચા વિદ્વાન ગણાતા સ્વ. શ્રી કીલાભાઈ ઘનશ્યામે તથા શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવે ૪૦ વર્ષ પહેલાં છપેલાં વિક્રમોર્વશીયના ભાષાંતરની પ્રસ્તાવનામાં કાલિદાસ ઇસ્વીસન પૂર્વ પહેલા સૈકામાં થયાનું સ્વીકાર્યું છે.

### જ્યોતિર્વિદાભરણનું પ્રમાણ

શ્રી ભુવનેશ્વરી ગ્રન્થ ભંડારમાં મહાકવિ કાલિદાસનો રચેલો **ज्योतिर्विदाभरण** નામનો જ્યોતિષનો હસ્તલિખિત ગ્રન્થ છે, તેની નોંધ આંહી ઉપયોગી થાશે. આની લેખનમિતિ નીચે પ્રમાણે છે. **संवत् १९०२ना वर्षे शाके १७७४ प्रवर्तमाने ग्रीष्मर्तौ वैशाखमासे कृष्णपक्षे दशम्यां तिथौ श्रीसौम्यवासरे श्रीशराग्रपुर्यां लिखितं विप्र उदीच्य ज्ञातीय दवे मेघजी सुत देवनन्द ॥**

એટલે આ હસ્તપ્રત બરાબર ૧૦૧ વર્ષ પહેલાં **शराग्रपुरी**માં એટલે કાઠીઆવાડમાં આવેલા સરધાર ગામમાં લખેલી છે. આમાં ૩૩૬ આખાં પાનાં (પૃષ્ઠની ગણત્રીયે ૬૭૨ થાય) છે. આ ૧૪૨૪ શ્લોકનો મૂળ ગ્રન્થ યુધિષ્ઠિર સંવત ૩૦૬૮માં કાલિદાસે રચ્યો છે.

આ ગ્રન્થની સમાપ્તિ કરતાં મહાકવિ કાલિદાસ લખે છે કે:

**वर्षैः सिन्धुरदर्शनाम्बरगुणै (३०६८) र्याते कलौ सम्मिते**
**मासे माधवसंज्ञिते च विहितो ग्रन्थक्रियोपक्रमः ॥**
**नानाकालविधानशास्त्रगदितं ज्ञानं विलोक्यादरा-**
**दूर्जे ग्रन्थसमाप्तिरत्र विहिता ज्योतिर्विदां प्रीतये ॥२१॥**

**અર્થ:**—"કાળિદાસ કવિએ કળિયુગનાં ૩૦૬૮ વર્ષ હસતાં હસતાં ચાલ્યાં ગયા પછી વૈશાખ માસમાં આ ગ્રન્થ રચવાનો આરંભ કર્યો અને કાર્તક માસમાં આ ગ્રન્થ પૂરો કર્યો છે. જ્યોતિષના અનેક ગ્રન્થોને આધારે જ્યોતિષીઓના આનંદ માટે આ ગ્રન્થ રચ્યો છે"

શ્રીચંદ્રપ્રભ જૈનાચાર્યની શાખામાં થયેલા શ્રી ભાવરત્ન સૂરિ નામના સમર્થ વિદ્વાને આ ગ્રન્થ ઉપર સુખબોધિકા નામની ઉત્તમ વિસ્તૃત સંસ્કૃત ટીકા વિ. સં. ૧૭૬૧ના વૈશાખ શુદી ૩ રવિવારે રચી છે. એટલે ૨૪૮ વર્ષ પર આ ટીકા રચાણી છે. આ ટીકાનો વિસ્તાર લગભગ ૯૫૦૦ નવ હજાર પાંચસો અનુષ્ટુપ શ્લોકના પ્રમાણ જેટલો છે. આ મૂળ ગ્રન્થ સમજવો ઘણો કિલષ્ટ છે તે સમજવામાં અને તેના પર ટીકા લખવામાં ટીકાકારને ઘણો પરિશ્રમ પડયાનું અને આ ગ્રન્થ એ મહાકવિ કાલિદાસની કૃતિ છે એમ દ્રઢતા સાથે તે લખે છે. અર્થાત અઢીસો વર્ષ પહેલાં થયેલા આવા ધુરંધર પંડિત આ ગ્રન્થ કાલિદાસનો છે એમ ખાત્રીથી લખી ગયા છે. એનો અર્થ એ છે કે તે સમયના બીજા પંડિતોનો પણ એ જ મત હતો. એટલું જ નહિ પણ સેંકડો વર્ષ પહેલાંથી આ વાત સત્ય મનાતી આવતી હતી તે આ ટીકાકારે લખી છે પ્રારંભમાં મંગળાચરણમાં ટીકાકાર લખે છે કે

श्री कालिदासकविचक्रविनिर्मितस्य
ज्योतिर्विदाभरणनामवराग्रस्य ॥

ग्रन्थारंभे ग्रन्थकृत्श्रीकालिदासकविचक्रावतंसतिलकेन "કવિઓના સમૂહમાં મુગટરૂપ ગણાતા વિદ્વાનોમાં તિલક સરખા એવા ગ્રન્થકર્તા કાળિદાસ કવિ ગ્રન્થના પ્રારંભમાં મંગળાચરણ કરે છે" આ રીતે કવિ માટે બહુ માનપૂર્વક ઉલ્લેખ કરીને ટીકાનો પ્રારંભ કર્યો છે ટીકાની સમાપ્તિના શ્લોકોમાં ટીકારાર શ્રી ભાવરત્નસૂરિ નીચે પ્રમાણે લખે છે.

तच्छिष्योऽभूद् भावरत्नाभिधानस्तत्पादाब्जोपासनासक्तचित्तः ॥
टीकां कृत्वा कालिदासस्य गुर्व्या ज्ञातार्थो यस्तद्गुरोर्ज्ञानलाभात् ॥११॥

"શ્રી મહિમાપ્રભના શિષ્ય ભાવરત્ને તે ગુરુના ચરણ કમલની ઉપાસનામાં મન રાખીને કાલિદાસની ગહનવાણીના અર્થ ગુરુયે આપેલા જ્ઞાનના લાભથી જાણીને આ શાસ્ત્રની ટીકા રચી છે."

तेनासौ सुखबोधिका सुललिता ज्योतिर्विदां तुष्टये
शास्त्रस्यास्य कृता यथामति मया शोध्या सुधीभिर्यतः ॥
संश्लिष्टानि पदान्यनेकश इहैकैकाक्षराकान्यपि
काठिन्यं कविना गिरां समुदितं त्याज्यं खलत्वं पुनः ॥१२॥

"જ્યોતિષીઓના સંતોષ માટે આ ગહન શાસ્ત્ર ઉપર મારી બુદ્ધિ પ્રમાણે સુંદર સુખબોધિકા નામની ટીકા રચી છે. આ શાસ્ત્રમાં પરસ્પર જોડાયેલાં એકેક અક્ષરવાળાં અસંખ્ય પદ છે. કવિયે વાણીની કઠિનતા પણ આ શાસ્ત્રમાં ઘણી કરી છે."

આ રીતે આવા મહાન પંડિતે આ જ્યોતિર્વિદાભરણ ગ્રન્થને એક શાસ્ત્રની ઉપમા આપી છે અને કાલિદાસને કવિચક્રચૂડામણિ, કવિચક્રાવતંસતિલક એવી ઉપમા આપી છે.

આ ગ્રન્થમાં ૨૨ અધ્યાય છે. છેલ્લા અધ્યાયમાં કાલિદાસે રાજા વિક્રમાર્કનો ઇતિહાસ ૧૭ શ્લોકમાં આપ્યો છે તેનો સાર આ પ્રમાણે છે.

"હવે પછી હું પ્રજાને આનંદ આપનારા પૃથ્વીના પતિ વિક્રમાર્ક વિક્રમાદિત્ય પ્રભુના રાજ્યનું વર્ણન ટૂંકામાં કહું છું.

માલવેંદ્ર-માલવ દેશના રાજાના ભારતવર્ષના ૧૮૦માં દેશમંડળમાં રહેલા કાલિદાસ કવિએ આ ગ્રન્થ રચ્યો છે.

ધન્વંતરિ, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વૈતાલભટ્ટ, ઘટખર્પર, કાલિદાસ વરાહમિહિર, વરરૂચિ, આ નવ વિક્રમ રાજાની સભાના વિદ્વાનો બધામાં શ્રેષ્ઠ ગણાય છે.

વિક્રમ રાજાની સભામાં ૮૦૦ આઠસો માંડલિક ખંડિયા રાજાઓ હતા. જેઓ સભાસદ ગણાતા. એક કરોડનું લશ્કર હતું. જે રાજાની સભામાં પંડિતો ૧૬, જ્યોતિષ શાસ્ત્રના વિદ્વાન ૧૬, વૈદ્યો ૧૬, ભટ્ટો, પૌરાણિકો ૧૬, નૃત્ય ગાન કરનારા નૃત્ય શાસ્ત્રીઓ ૧૬, વેદના પંડિતો વેદપાઠકો ૧૬ હતા.

જે વિક્રમ રાજાયે પોતાના દેશપર આક્રમણ કરનારા એક લાખ શક લોકોને હણીને પોતાનો શક-સંવત ચલાવ્યો.

જે વિક્રમ રાજાએ હજારો કિલ્લાઓ, નગરો પોતાને તાબે લઇ તે તે રાજાને પાછાં સોંપ્યા હતા.

શ્રી વિક્રમાર્ક રાજા પૃથ્વીનું પાલન કરતા ત્યારે તેની રાજધાની ઉજ્જયિની મોટી વિશાળ હતી. જેમાં મહાકાળ મહાદેવ સદા બિરાજતા હતા. મનુષ્યોને કષ્ટથી મુકાવનારી અને મોક્ષ આપનારી ઉજ્જયિની પુરી ગણાતી.

જે વિક્રમ રાજાયે રૂમ દેશના મ્લેચ્છ રાજા શકેશ્વરને રણસંગ્રામમાં હરાવી કેદ પકડી પોતાની રાજધાનીમાં લઇ આવી ચારેકોર ફેરવી છોડી મુકયો હતો.

મેં રઘુવંશ વગેરે ૩ કાવ્યો રચ્યાં છે. કેટલાક વૈદિક ગ્રન્થો અને તત્ત્વજ્ઞાનના ગ્રન્થો રચ્યા છે, તેમાં જ્યોતિષ શાસ્ત્રનો જ્યોતિર્વિદાભરણ ગ્રન્થનો પણ ઉમેરો કરૂં છું.

કળિયુગના ૩૦૬૮ વર્ષ ગયા પછી વૈશાખ માસમાં આ ગ્રન્થ રચવાનું શરૂ કર્યું અને કાર્તક માસમાં ગ્રન્થ પૂરો કર્યો છે."

ઉપર પ્રમાણે મહાકવિએ ગ્રન્થની સમાપ્તિમાં વર્ણન આપ્યું છે.

## સમ્રાટ વિક્રમ અને કાલિદાસ ઇસ્વીસન પહેલાં ૫૭ વર્ષે થઇ ગયા છે

વરાહમિહિર બે થયા છે. એક ઇસ્વીસન પહેલાં ૫૭ વર્ષે બૃહત્સંહિતા અથવા વારાહીસંહિતાના કર્તા વરાહમિહિર વિક્રમ રાજાની સભાના સભ્ય સભારત્ન તથા મંત્રી હતા, અને શકે ૪૨૭માં પંચસિદ્ધાંતિકા સમાપ્ત કરનાર વરાહમિહિર બીજા હતા. જેમ કાળિદાસ બે ત્રણ થઇ ગયા છે તેમ વરાહમિહિર પણ બે ત્રણ થયા છે. તેથી પંચસિદ્ધાંતિકાના કર્તાના શક ૪૨૭ને આધારે કેટલાક વિદ્વાન વિક્રમના કાલિદાસને શક ૪૨૭ પર મુકે છે તે ભ્રમ છે.

કાલિદાસ કવિએ મહાકાળ મહાદેવના ઉત્સવ વખતે અભિજ્ઞાન શાકુંતલ નાટક ભજવી બતાવ્યું હતું તેથી તે ઉજ્જયિનીમાં રહેતા હતા એમ સિદ્ધ થાય છે.

સાતવાહન વંશનો રાજા સાતકર્ણી ઇસ્વીસન પહેલાં ૧૩૦ વર્ષે મહારાષ્ટ્રના પ્રતિષ્ઠાનપુર (પેઠણ)માં ગાદી પર હતો. તેની મા ગૌતમીયે લખ્યું છે કે "મારો પુત્ર મોટો પ્રતાપી રાજા થયો છે. તેણે શકોનો સંહાર કરી તેના રાજા નહફનને હરાવી માર્યો." આ નહફનનો જમાઇ ઋષભદત્તનો શક નામથી ઉલ્લેખ થયો છે. શકોને હરાવનાર સાતકર્ણી રાજાનું મૃત્યુ ઇસ્વીસન પહેલાં ૫૭ વર્ષે થયું છે. ત્યારે તેના દિકરા પુલોમાના જે સિક્કા મળેલ છે તેના પર વિલવય કુરા વિલવીય રાજા એમ કોતરેલ છે. એ વિલવય એજ દ્રાવિડી પ્રાકૃત ભાષામાં થયેલું વિક્રમીયનું અપભ્રંશ નામ છે. જૈનોએ પણ એ રાજાનું નામ વિક્રમ લખેલ છે. એ વિક્રમ રાજાના પૂર્વજોયે માળવા જીતી ત્યાં રાજધાની કરી હતી અને વિક્રમ રાજાયે દિગ્વિજય કરી પોતાનો સંવત ચલાવ્યો.

સર વિલીયમ જોન્સ અને ડા. પીટર્સન બન્નેયે દ્રઢતાપૂર્વક સાબિત કર્યું છે કે કાલિદાસ ઇસ્વીસન પહેલાં ૫૭ વર્ષે થઇ ગયા છે અને તે વિક્રમાદિત્યના સભાપંડિત હતા.

અશ્વઘોષ ઇસ્વીસનની પહેલી સદીમાં થયા છે એમ પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનો સ્વીકારે છે. તેણે રચેલા બુદ્ધચરિત નામના મહાકાવ્યમાં કાલિદાસ કવિની અનેક કૃતિનાં અવતરણો આપેલાં છે. એટલું જ નહિ પણ કાલિદાસની કવિતાના-શ્લોકોના કેટલાંક આખે આખાં ચરણ જેમનાં તેમ આપ્યાં છે તેથી સિદ્ધ થાય છે કે કાલિદાસ અશ્વઘોષ પહેલાં એટલે ઇસ્વીસન પહેલાં થયા છે.

કેટલાક લોકો રઘુવંશ વગેરે કાળિદાસના કાવ્યોમાં **आसमुद्रक्षितीशानां । आकुमारकथोद्घातं । स्कन्देन साक्षाद्विव देवसेनां । गोप्तृगुप्ततमेन्द्रियाः ।** ઇત્યાદિ શબ્દોમાં **समुद्र** શબ્દ આવ્યો છે એટલે સમુદ્ર ગુપ્તના સમયમાં ઇસ્વીસન ૩૩૦માં, **કુમાર** શબ્દથી **કુમાર ગુપ્ત** ઇ. સન ૪૧૩માં **स्कंद** શબ્દથી સ્કંદગુપ્ત સન ૪૮૦માં એમ જુદેજુદે વખતે કાલિદાસ થયાનું જુદાજુદા વિદ્વાનોયે લખ્યું છે. કુમાર સંભવમાં **कुमार कल्पं सुषुवे कुमारं** આહી કુમાર શબ્દ આવવાથી એક વિદ્વાને કાલિદાસને કુમાર ગુપ્તના કાળમાં થઇ ગયા માની લીધા. આ બધો ભ્રમ છે. કવિની સમુદ્ર સરખી ગહન અને હજારો શબ્દોથી ભરપૂર વાણીમાં આવા સેંકડો સમાન શબ્દ આવે તેથી તે વખતમાં કાલિદાસ થયા હતા એમ કહેવા બેસીયે તો ૧૫-૨૦ કાળીદાસ થઇ જાશે અને કાલિદાસના સાચા સમય માટે ગોટાળો ઊભો કરવાનો દોષ આવશે કે જે દોષ ઘણા વિદ્વાનો ઉપર આવ્યો છે. માટે ઇ સ. પહેલાં ૫૭ વર્ષે વિક્રમ થયા છે અને તેના સમકાલીન કાલિદાસ થયા છે એ સિદ્ધ વસ્તુ છે. કવિઓની કૃતિઓમાંથી સેંકડો ભળતા શબ્દો નીકળે અને તે અનેક થઈ ગયેલા રાજાઓના નામ સાથે જોડવાથી ઇતિહાસમાં ગોટાળા ઊભા થાય.

કેટલાક કહે છે કે કાલિદાસની કવિતામાં શિવની ઉપાસના ભક્તિની વિશેષતા બૌદ્ધ મતની પડતી પછી એટલે ઇસ્વીસન છઠી સદીમાં થઇ માટે કાલિદાસ છઠી સદીમાં થયા છે. જાણે કે બે હજાર વર્ષ પહેલાં ભરતખંડનો એકે એક માણસ બૌદ્ધ થઇ ગયો હોય અને છઠી સદીમાં પાછો શિવધર્મ એકદમ આખા દેશે સ્વીકાર્યો હોય આવી બાલિશ વાતું લખનારા માટે ઘૃણા ઉપજે છે. ખરી રીતે અઢી હજાર વર્ષ પહેલાં થયેલા શ્રી શંકરાચાર્યના વખતમાં

બૌદ્ધ ધર્મ હિંદમાં મોટો ફેલાવો પામ્યો હતો. શંકરાચાર્યે વેદધર્મનો વિકાસ કરી બૌદ્ધ ધર્મને ઓછો કરેલો છતાં પણ લઘુમતિ ધર્મ તરીકે વેદધર્મી રાજાઓએ બૌદ્ધધર્મનો અનાદર કર્યો નથી, પણ કેટલેક અંશે આશ્રય આપ્યો છે. શંકરાચાર્ય પછી ધીમે ધીમે બૌદ્ધધર્મ હિંદમાં ઓછો થઇ પૂર્વના દેશોમાં વિકશ્યો. અશોક જેવા બૌદ્ધ સમ્રાટ પણ બૌદ્ધભિક્ષુઓ, સાધુઓ, શ્રમણકો જેટલું જ માન વૈદિક ધર્મને અને બ્રાહ્મણોને આપતા એ તેના શિલાલેખો ઉપરથી જાણી શકાય છે, એટલે ઇસ્વીસનની છઠી સદી પહેલાં બ્રાહ્મણ ધર્મ અસ્ત જેવો થયો હતો એમ માનવુ એ દુરાગ્રહ અથવા ઇતિહાસનું અજ્ઞાન છે.

દક્ષિણમાં શાતવાહન વંશમાં **હાલ** નામનો રાજા થઇ ગયો છે. મી. સ્મીથે તેને ઇસ્વીસન ૬૮માં થયાનું સાબિત કર્યું છે. એ **હાલ** રાજાયે **ગાથા સપ્તશતી** નામનો મરાઠી ભાષામાં ગ્રન્થ રચ્યો છે તેની ૬૫ મી ગાથામાં વિક્રમાદિત્યની ઉદારતાનું વર્ણન છે તેમાં રાજાયે એક લાખ મુદ્રા આપ્યાનું લખ્યું છે, એટલે ઇસ્વીસન ૬૮ માં **વિક્રમાદિત્ય** નામના રાજા થઇ ગયેલ છે એ સિદ્ધ થાય છે અને તે કાલિદાસના આશ્રયદાતા ઉજ્જયિનીના ચક્રવર્તી રાજા વિક્રમાદિત્ય જ હતા.

પેશાવર પાસે તખ્તેલાહી સ્થાનમાં થોડાં વર્ષ પહેલાં એક પ્રાચીન શિલાલેખ નીકળ્યો હતો.-તે પાર્થિયન રાજા ગુડુફ્રસના સમયનો છે. તે રાજા ભરતખંડના ઉત્તર પશ્ચિમાચલનો સ્વામી હતો. આ લેખમાં સંવત ૧૦૩ નો આંકડો છે. ગુડુફ્રસ ગાદીએ બેઠા પછી છવીશમા વર્ષનો આ શિલાલેખ છે. ડા. ફ્લીટ અને મી. વિન્સેન્ટ સ્મીથે અનેક પ્રમાણોથી સિદ્ધ કર્યું છે કે આ ૧૦૩ નો આંકડો વિક્રમ સંવતનો છે. રાજા ગુડફ્રસના નામનો ઉલ્લેખ યહુદીયોના એક પુસ્તકમાં છે કે જે પુસ્તક ઇસ્વીસન ૨૫૦માં લખાણું છે.

આવાં બીજાં અનેક પ્રમાણ આપી શકાય એમ છે કે ઇસ્વીસન પહેલાં ૫૭ વર્ષે થયેલા વિક્રમાદિત્ય એ જ છે કે જેનો સંવત હાલ ચાલે છે કે જેની રાજસભાના સભ્ય કાલિદાસ કવિ વગેરે પંડિતો હતા.

શક લોકોનો પરાભવ કરી પોતાના નામનો વિક્રમ રાજાયે સંવત શરૂ કર્યો હતો એમ ગ્યારિસપુરના લેખ પરથી જણાય છે. વિક્રમ સંવત ૮૯૮નો અને વિક્રમ સંવત ૭૯૭નો કાઠીઆવાડમાં મળેલો લેખ બતાવે છે. કે ત્યારે વિક્રમ સંવત ચાલતો હતો.

જયપુર રાજ્યમાં કર્કોટક નગરમાં **मालवानां जयः** આવા ઉલ્લેખવાળા સિક્કા મળેલ છે તે સિક્કા, સંશોધકોયે ઇ. સ. પહેલાંનાં અઢીસો વર્ષની અંદર પાડ્યાં હોય એમ તેના લખાણથી ઠરાવ્યું છે.

ગુપ્તવંશના રાજાઓના સિક્કામાં બીજી બાજુ **श्री विक्रम, विक्रमादित्य** વગેરે છે. એટલે ઇસ્વીસન પહેલાં ઉજ્જૈનમાં થઇ ગયેલ, ગુપ્તવંશના રાજાયે દિગ્વિજય કરી પોતાનું નામ વિક્રમ રાખી પોતાના નામનો સંવત ચલાવ્યો હોય અને તેના વંશજે પણ દિગ્વિજય કરી પોતાનો સંવત ચાલું કર્યો હોય એ શક્ય છે.

સોમદેવ ભટ્ટે રચેલી કથાસરિત્સાગરના લંબક ૬ તરંગ ૧, લંબક ૭ તરંગ ૧માં ઉજ્જયિનીના વિક્રમ રાજાની વાર્તા આવેલી છે.

ધારના શ્રી. કે. કે. લેલે અને શ્રી એચ. કે. ઓક બન્ને સમર્થ સંશોધક વિદ્વાનોએ અનેક પ્રમાણ આપી કાલિદાસ અને વિક્રમાદિત્ય સમકાલીન હતા અને તે ઇસ્વીસન પહેલાં ૫૭ વર્ષે થઈ ગયા હતા એવું સાબિત કરી આપ્યું છે.

કુમારસંભવ, રઘુવંશ, શાકુંતલ, વિક્રમોર્વશીય મેઘદૂત, ઋતુસંહાર વગેરે કાવ્યો વિક્રમ રાજાના સમકાલીન કાલિદાસે રચ્યાં છે.

કુમાર સંભવમાં ઉમાએ તપ કરતા શિવને પોતાના યુવાવસ્થાના સૌંદર્યથી વશ કરી લગ્ન કર્યાં અને પરણેલા એ દંપતીનો આનંદ અને તેમાં કામશાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન વગેરે છે.

રઘુવંશમાં રામાયણને લગતી હકીકત છે તેમાં રામ પહેલાં થઈ ગયેલા રાજાઓનો ઇતિહાસ બહુ સુંદર રચનાથી વર્ણવ્યો છે.

ઘટખર્પર નામના કાવ્યમાં ૨૨મા શ્લોકમાં એક સ્ત્રીએ પોતાના પતિ પાસે એક મેઘ નામનો દૂત મોકલ્યાનું વર્ણન છે.

છ શકકર્તાઓમાં વિક્રમાદિત્ય બીજો પોતાના નામનો સંવત ચલાવનાર શકકર્તા ગણાય છે. ગતકલિ ૩૦૪૫ અથવા યુધિષ્ઠિર સંવત ૩૦૪૫ના રક્તાક્ષી સંવત્સર કાર્તક શુદી ૧ થી વિક્રમાદિત્યે પોતાનો સંવત ચલાવ્યો. સંવત્સરનું ટૂંકું નામ સંવત રાખવામાં આવ્યું. વિક્રમ રાજાએ કરેલાં પ્રજા કલ્યાણનાં અનેક કાર્યોનાં વર્ણન સિંહાસનબત્રીસી, વેતાળપંચીસી, નાથલીલામૃત વગેરે ગ્રન્થોમાં છે.

**૧ ધન્વંતરી**–આરોગ્ય પ્રધાન હતા. **૨ ક્ષપણક** ફળ જ્યોતિષનું કામ કરતા. **૩ અમરસિંહ** શબ્દકોશ વગેરે શાસ્ત્રનાં કામ કરતા. **૪ શંકુ** તળાવો, દેવાલયો, ઇમારતો, બાંધવાં ઈત્યાદિ સ્થાપત્ય શાસ્ત્રને લગતાં કામ કરતા અર્થાત સ્થાપત્ય પ્રધાન હતા. **૫ વેતાળ ભટ્ટ** મંત્ર શાસ્ત્રી હતા તેને લગતાં શાસ્ત્રોનાં અને રાજાના રક્ષણને ઉપયોગી કામ કરતા. **૬ ઘટખર્પર** ભૂગર્ભ શાસ્ત્રના નિષ્ણાત હતા. પૃથ્વીમાંથી વિવિધ ખનિજ દ્રવ્યો ધન રત્નો પાણી વગેરે વસ્તુઓ કાઢવાનું કામકાજ કરતા **૭ કાલિદાસ** મોટા કવિ ગ્રન્થકાર છતાં તે બધાં શાસ્ત્રોમાં નિપુણ હતા, તેથી વિક્રમ રાજાના માનીતા અને સલાહકાર હતા. **૮ વરાહમિહિર** જ્યોતિષ શાસ્ત્રના પારંગત હતા અને **૯ વરરૂચિ** વ્યાકરણના મહાન આચાર્ય હતા.

એવી પણ દંતકથા પ્રચલિત છે કે વિક્રમ રાજા, ઉજ્જૈનના રાજા વીરસેનના પુત્ર હતા ભતૃહરિ, વિક્રમ રાજાના મોટાભાઇ હતા. ભતૃહરિએ ૧૨ વર્ષ રાજ્ય કર્યા પછી તેને સંસારપર વૈરાગ્ય આવતાં રાજપાટ છોડી દઇ પોતાના નાનાભાઇ વિક્રમાદિત્યને ગાદીએ બેસાર્યા ત્યારે વિક્રમાદિત્યનું નામ ચંદ્રગુપ્ત કે તેવું કાંઇ હતું પણ ગાદિયે બેઠા પછી અને દિગ્વિજય પછી તેનું વિક્રમાદિત્ય એવું નામ પ્રજાએ રાખ્યું. વિક્રમાદિત્યે ૬૩ વર્ષ રાજ્ય કર્યું તેના પછી તેનો દિકરો જૈત્રપાળ ગાદીએ આવ્યો. તેની કારકીર્દિમાં ૫૮ મે વર્ષે બહુ ધાન્ય સંવત્સરવાળા વર્ષમાં શાલીવાહન સાથે તેને મોટું યુદ્ધ થયું તેમાં શાલીવાહન હાર્યો. ત્યાર પછી જૈત્રપાળના પુત્ર સાથે ૧૫ વર્ષ પછી શકોને યુદ્ધ થયું તેમાં શકોનો વિજય થયો અને ત્યારથી પોતાનો શક ચાલુ કર્યો જે વિક્રમ શક પછી ૧૩૬ વર્ષે શરૂ થયો છે. છતાં વિક્રમ સંવત તો આખા ભરતખંડમાં આજ સુધી ચાલુ રહેલ છે.

વિક્રમાદિત્યનું આરસનું વિશાળ પૂતળું ઉજ્જૈનમાં હતું તેમાં એના પરાક્રમ, વર્ણન તથા વિક્રમ સંવત પ્રારંભ કર્યાની હકીકત શ્લોકબદ્ધ હતી જેની હસ્તપ્રતો મહાકાળ ગ્રન્થ ભંડારમાં અને ઉજ્જૈનના પંડિતોના ઘરમાં છે એમ સાંભળેલ છે. આ પૂતળું દિલ્લીના અલતમશ નામના મુસલમાન બાદશાહે તોડી નાખ્યું હતું.

વિક્રમ સંવતનું મોટામાં મોટું પ્રમાણ એ છે કે કાશમીરનો, વલ્લભીપુરના મૈત્રકનો, કલિંગના ચાલુક્યનો, ત્રિપુરાના કલચુરીનો, બંગાળના પાલ વંશનો અને બીજા અનેક શક પ્રવર્તકોએ પોતપોતાના શક હિંદમાં જુદેજુદે સમયે ચલાવેલા તે બસો ચારસો વર્ષ ચાલી અસ્ત પામ્યા છે. છેલ્લાં મુસલમાન બાદશાહોની સત્તા હિંદપર એકહજાર વર્ષ રહી તેઓનો શક પણ એક હજાર વર્ષ ચાલ્યા છતાં વિક્રમનો સંવત આજ ૨૦૦૯ વર્ષ થયાં અખંડ રીતે ચાલ્યો આવે છે અને હિંદની ૩૫ કરોડની પ્રજામાં આજે પણ તેને અનુસરીને જ દરેક જન્મથી માંડી મરણ સુધીના વ્યવહારો ધાર્મિક સાંસારિક કાર્યો થયા કરે છે. આજ વિક્રમ રાજાના ૨૦૦૯ વર્ષ પહેલાના અસ્તિત્વની અને વિક્રમાદિત્યે પોતાનો સંવત ચલાવ્યાની સાબિતી છે અને તેની જ રાજસભાના સભ્ય કાલિદાસ હતા એ સિદ્ધ થાય છે.

શ્રી વિક્રમાદિત્ય અને મહાકવિ કાલિદાસનું સમકાલીનત્વ ૨૦૦૯ વર્ષ પહેલાંનું અસ્તિત્વ ઘણા દેશી વિદેશી વિદ્વાનોયે સાબિત કર્યું છે એ બધાના લેખનો સંગ્રહ કરીએ તો એક હજાર પાનાંનો ગ્રન્થ થઇ જાય. આ નાની ચોપડીમાં તે માટે જગ્યા નથી અને સમય પણ નથી. આ પ્રસ્તાવનામાં જે લખાયું છે તે અને જે પ્રમાણો આપ્યાં છે તે વિક્રમ સંવત ઇસ્વીસન પહેલાં ૫૭ વર્ષે ચાલુ થયેલો અને મહાકવિ કાલિદાસ તેના સમકાલીન હતા એની સત્યતા માટે પૂરતાં છે.

## મેઘદૂતની રચના અને શ્લોક સંખ્યા

મહાકવિ કાલિદાસનું મેઘદૂત ૨૦૦૦ વર્ષ થયાં આખા ભરતખંડમાં પ્રસિદ્ધ છે. તેમાં દક્ષિણ હિંદમાં તેનો ઓછો પ્રચાર થયો હોય એમ તે તરફની હસ્તપ્રતો ઉપરથી જણાય છે. તેનો પુરાવો સને ૧૯૧૯માં શ્રી ટી. ગણપતિશાસ્ત્રીએ ત્રિવેન્દ્રમમાં **मेघ सन्देश** નામથી છપાવેલા શ્રી દક્ષિણાવર્તનાથની **प्रदीप** નામની વ્યાખ્યા સાથેના મેઘદૂતના પ્રકાશનથી જણાય છે. આ પ્રકાશનમાં કુલ ૧૧૦ શ્લોક છે. ૧૮, ૨૩, ૩૪, ૩૫, ૬૯, ૭૦, ૭૨, ૭૫ ૭૮, ૮૧, ૧૧૧, ૧૧૨, ૧૨૧, ૧૨૩, ૧૨૪, ૧૨૯, ૧૨૬, ૧૨૭ આમ ૧૮ શ્લોક પ્રક્ષિપ્ત ગણી છાપ્યા નથી જ્યારે આ શ્લોકો મેઘદૂતનું સારામાં સારૂં અંગ છે. અંગ પ્રસંગથી ખંડિત માણસ જેમ કુળડો બેડોળ દેખાય છે તેમ જુદાજુદા અનુસંધાનમાં સંદર્ભમાં આવેલા આ શ્લોકો નીકળી જતાં મેઘદૂત બેડોળ થઇ જાય છે. સંસ્કૃત કાવ્યોની ખુબી એવી છે કે કવિયે જે શબ્દ જ્યાં મુકયો હોય તેને ફેરવી નાખવામાં આવે તોપણ રસાભાસ થઇ જાય છે. દાખલા તરીકે ૧૦૬મા શ્લોકમાં **भर्तुर्मित्रं**ને બદલે **मित्रंभर्तुः** કર્યું હોત તો અર્થમાં કે છંદમાં કાંઇ વાંધો ન આવત પણ **भर्तुः** શબ્દ પહેલો આવવાથી જે રસની જમાવટ દેખાય છે અને યક્ષ પત્નીતે આપવાના સંદેશામાં પહેલો જ શબ્દ પોતાના પતિને માટે હોવાથી જે નિરાંત થવા સંભવ છે તે ઉલટા પ્રયોગથી થતી નથી. ત્યારે

અઢાર જેટલા શ્લોક વચમાંથી કાઢી નાખવામાં આવે તો કાવ્યની કઇ દશા થાય એની કલ્પના કરી લેવી. દક્ષિણના પંડિતોયે પોતાના દેશની પ્રત સાચી ઠરાવવા માટે પણ મેઘદૂતની આવી માઠી દશા કરી હોય.

૮૦૦–૯૦૦ વર્ષ વીત્યા પછી મેઘદૂત હસ્તે પર હસ્તે લખાતાં લખાતાં દક્ષિણમાં ગયું હશે, એટલે અથવા મધ્ય હિંદના દક્ષિણ સિવાયના પંડિતો ઉંચું સ્થાન પોતાના પ્રદેશમાં ન પામે એ હેતુથી આ કાવ્યને વધુ પ્રચલિત ન કર્યું હોય, ખંડિત રૂપમાં પ્રજામાં મુકયું હોય કે ખંડિત પ્રતને બીજા પ્રાંતની પ્રતને આધારે પૂર્ણ થવાનો અવકાશ ન મળ્યો હોય.

પ્રાચીન વખતમાં પૈસા ખરચી ગ્રન્થ લખાવવાની અશક્તિ હોય તેવા બ્રાહ્મણો શિવાય લહિયા લોકો જ ગ્રન્થ લખતા. તેઓ વિદ્વાન નહોતા, માત્ર સુંદર અક્ષરોમાં ગ્રન્થની કોપી કરી જાણતા. તેઓનો એ જ ઉદ્યોગ હતો, એમાં જ આજીવિકા હતી, એનો એક સ્વતંત્ર વર્ગ જ પરંપરાથી ચાલ્યો આવતો હતો. એક માણસે એક પુસ્તકની પ્રત કરી તેમાં કોઇ શ્લોક લખવો રહી ગયો હોય તો તે પ્રતમાં તે ખંડિત જ રહી જાતો. જો તે કોઇનાં ધ્યાનમાં આવતો તો પાછળથી માર્જનમાં કે છેવટમાં લખી લેવામાં આવતો. અપૂર્ણ કે ખંડિત પ્રત ઉપરથી બીજા લહીયાઓ કોપીયો કરતા એટલે કાયમને માટે શ્લોક રહી જાતો. માર્જનમાં કે છેવટે લખાઈ ગયેલો શ્લોક પાછળના વિદ્વાનો પ્રક્ષિપ્ત ગણી લેતા, અથવા બીજાની પ્રતમાં તે શ્લોકને પોતાની પ્રત સાચી ઠરાવવા સામાવાળા પ્રક્ષિપ્ત કહેતા કે પછીની પ્રતવાળા તે શ્લોકને પ્રક્ષિપ્ત લખતા. ટીકાકાર પણ જે હસ્તપ્રત મળી હોય તેને આધારે ટીકા લખી નાખતા. તે પછીના બીજા ટીકાકારો તેને અનુસરતા અને બીજી પ્રતમાં વધુ શ્લોક જોવામાં આવે તેને પ્રક્ષિપ્ત કહેતા અને તે માટે ભૂતકાળના ટીકાકારનાં પ્રમાણ આપતા. આ રીતે પ્રક્ષિપ્ત માટે પરંપરા ચાલ્યા કરતી. ખરી રીતે કોઇપણ ગ્રન્થનું સંશોધન કરવા વખતે એ ગ્રન્થની બને તેટલી હસ્તપ્રતો ભેળી કરી તે પ્રતોની પ્રાચીનતા, શ્લોકોનો પૂર્વાપર સંબંધ સંદર્ભ વગેરે બારીકીથી જોયા પછી જ તે ગ્રન્થ સંબંધે નિર્ણયપર આવવું જોઇએ.

કેટલાક હાલના વિદ્વાનો પણ મોટે ભાગે ફલાણાની ટીકામાં આટલા શ્લોક છે ફલાણો શ્લોક નથી માટે આ સાચી અને તે ખોટી, આટલા શ્લોક સાચા મૂળ કવિના કરેલા અને આટલા પ્રક્ષિપ્ત એવા વાદવિવાદમાં ઉતરે છે અને ખરી લહીયાની ભુલને કે બીજાં કારણોનું મહત્વ સ્વીકારતા નથી. ખરી રીતે તો લખનારાઓના પ્રમાદથી જ શ્લોકોની ન્યુનાધિકતા રહી ગઇ હોય છે.

આ રીતે જોતાં ભારતના બીજા બધા પ્રદેશમાંથી મળી આવતી પ્રતો કરતાં દક્ષિણની પ્રતોમાં ઓછામાં ઓછા શ્લોક છે. તેથી ખાત્રી થાય છે કે મેઘદૂતને દક્ષિણમાં પહોંચતાં હિંદના બીજા ભાગ કરતાં ૮૦૦-૯૦૦ વર્ષનો વિલંબ થયો હોવો જોઇએ.

શ્રી કાશીનાથ પાઠકે ૧૯૧૬માં પૂનામાં છપાવેલ મલ્લિનાથી ટીકાવાળી પ્રતમાં ૧૨૦ શ્લોક સ્વીકાર્યા છે અને બાકીના શ્લોક પ્રક્ષિપ્ત ગણી તે ને પરિશિષ્ટમાં છાપ્યા છે ખરી રીતે એમાંના કેટલાક શ્લોકો જુદાજુદા પ્રસંગે વચવચમાં આવી ગયેલા છે, તે મલ્લિનાથની

ટીકાવાળી અમારી પાંસેની અને ઇતર હસ્તપ્રતો અને બીજી ટીકાવાળી કે મૂળ હસ્તપ્રતો જોવાથી જાણી શકાય છે. શ્રી પાઠકે મુખ્યત્વે કરી મલ્લિનાથી ટીકાને આધારે પ્રકાશન કર્યું છે, કે જે મલ્લિનાથે પોતે અમારી પાસેની ટીકાઓ જોતાં ૧૨૩ શ્લોક સ્વીકાર્યા છે, છતાં પાઠકને મળેલી પ્રતમાં ૧૨૦ શ્લોક હશે અથવા તો મલ્લિનાથી ટીકામાંના ત્રણેક શ્લોક પાઠકે પ્રક્ષિપ્ત માની લીધા હશે.

ત્યારપછી ૧૯૩૮માં શ્રી કરમારકરે પૂનામાં છપાવેલા મેઘદૂતમાં ૧૧૭ શ્લોક સ્વીકાર્યા છે અને બાકીના પ્રક્ષિપ્ત ગણ્યા છે. તેમાંના ખરી રીતે ૬ શ્લોક તો કાલિદાસના રચેલા અને મેઘદૂતમાં જુદેજુદે ઠેકાણે રહેલા પ્રસંગને અનુસરતા અંતર્ગત છે. એ બીજી સેંકડો વર્ષ પહેલાં લખાયેલી પ્રાચીન હસ્તપ્રતો ઉપરથી સિદ્ધ થાય છે. એટલે પ્રક્ષિપ્ત કહેનારા ખોટી રીતે દોરવાઇ ગયા છે એમ કહેવું પડે છે. શ્રી કરમારકરે વલ્લભદેવ, દક્ષિણાવર્તનાથી અને મલ્લિનાથી એ ત્રણેની ટીકાઓના સારાંશનું પ્રકાશન કર્યું છે. વલ્લભદેવ વિક્રમની દશમી સદીની અધવચ્ચે થયા હોય અને તે કાશ્મીરી હોય એમ કહેવાય છે તેની ટીકા મારા જોવામાં આવી નથી એટલે તેને મળેલી હસ્તપ્રતની શ્લોક સંખ્યા અને ટીકાની વિશેષતા જાણી શકયો નથી. હવે પછીના મેઘદૂતના પ્રકાશન પહેલાં બનશે તેટલી વધુ હસ્તપ્રતોનો અભ્યાસ કરવાની તક મળશે તો આ ગ્રન્થ સંબંધે વિશેષ પ્રકાશ પાડી શકાશે.

આ બંને વિદ્વાનોએ વિશેષ હસ્તલિખિત પ્રતો ભેળી કરી તેને સંશોધનની દૃષ્ટિથી જોઇ તેમાંના શ્લોકોનાં સ્થાન અને પ્રસંગની તુલના કરી આ પ્રકાશનો કર્યાં હોત તો તેઓએ જે શ્લોકોને પ્રક્ષિપ્ત માન્યા છે તે માનત નહિ. એ બન્ને વિદ્વાનોએ કરેલા પ્રકાશનમાં ટીકાઓ કે મૂળ ગ્રંથ કઈ સાલની લખેલી હસ્તપ્રતને આધારે છાપેલ છે તેમ તેઓએ મેઘદૂતના મૂળ શ્લોકો ૧૨૦ અને ૧૧૭ સ્વીકાર્યા છે તેને માટે તેમણે કઇ કઇ સાલની અને કેટલી હસ્તપ્રતોનો આધાર લીધો છે અને તુલના કરી છે તે પણ સ્પષ્ટીકરણ કર્યું નથી. પ્રકાશકે કોઇ પણ વસ્તુને બીજી પ્રતો સાથે મેળવી તુલના કરી ન્યૂનાધિક હોય તો તેનું સ્પષ્ટીકરણ પોતાના પ્રકાશનમાં કરવું જોઇએ. પ્રાચીન ગ્રંથોના પ્રકાશનમાં કેવળ પોતાના તર્કથી કે બીજા વિદ્વાનોની માન્યતા પ્રત્યે દોરવાઇને કાંઇ પણ લખી શકાય નહિ. તેમાં પણ બબ્બે હજાર વર્ષ થયાં જે ગ્રન્થ ચાલ્યો આવ્યો છે અને જેની સેંકડો હસ્તલિખિત પ્રતો મળી શકે એમ છે તે ગ્રંથના સ્વરૂપનો નિર્ણય કરવા માટે ઉતાવળ કરી પોતાનો ઘોકો કુટવો ન જોઇએ.

સંસ્કૃત કાવ્ય નાટકોનું મારૂં વાંચન ૪૫ વર્ષથી ઘણે ભાગે છુટી ગયું છે. આજ સુધીમાં સંસ્કૃત ટીકાવાળાં કે બીજા મેઘદૂતનાં પ્રકાશનો વાંચવાનો સમય આવ્યો નથી.

થોડા વખત પહેલાં બે ચાર વિદ્વાન મિત્રોની મંડળી જામેલી, ત્યારે શાસ્ત્રીય ચર્ચામાં મેઘદૂતનો પ્રસંગ નીકળ્યો, તેની શ્લોક સંખ્યાની, પ્રક્ષિપ્ત મનાતા શ્લોકની ચર્ચા, કેટલાક શ્લોકોનો હાલમાં ઘટાવવામાં આવતા અર્થોનાં રૂપાંતર, ગુજરાતી સમશ્લોકી વગેરે બાબતમાં લાંબી ચર્ચા અને શાસ્ત્રાર્થ ચાલ્યા. તેમાં આહીના મેઘદૂતની હસ્તલિખિત પ્રતોયે બધાને આશ્ચર્યમાં નાંખી તેઓના મત શિથિલ બનાવ્યા અને મને વિજય અપાવ્યો. એ વિજય

મને ભારે પડ્યો. મારા પર એક પ્રકારનો ભાર આવ્યો. એ મિત્રો મારી પાસેથી મેઘદૂત ઉપર સંસ્કૃત ટીકા રચી પ્રસિદ્ધ કરવાનું વચન લઈ છુટા પડ્યા.

હમેશાં ૧૨ થી ૧૮ કલાક મને રોકી રાખતી અનેક પ્રવૃત્તિઓમાં આ ભાર મેં શરમે ભરમે કે ઉત્સાહમાં લઇ લીધો. માથે લીધેલું પુરૂં કરી છુટવુ એમ વિચારી બીજે જ દીથી મેઘદૂતના કામનો આરંભ કર્યો એક મહિને તે પૂરૂં થયું મિત્રો સાથે સંસ્કૃત ટીકા પુરતો વચનબદ્ધ હતો પણ મેં ટીકા સાથે મન્દાક્રાન્તામાં સમશ્લોકી તથા ગુજરાતી ભાષાંતર પણ કરી નાંખ્યાં.

આ પ્રકાશનમાં ઉપર જણાવ્યા પ્રમાણે મને બહારથી હસ્તપ્રતો મેળવવાનો વખત હતો નહી, તેથી શ્રી ભુવનેશ્વરી ગ્રન્થ ભંડારની ૧૪ હસ્તલિખિત પ્રતો તથા છાપેલી ૩ પ્રતોનો શ્લોક સંખ્યાના નિર્ણય માટે ઉપયોગ કર્યો છે.

## શ્રી ભુવનેશ્વરી ગ્રન્થ ભંડારમાંની ૯ હસ્તલિખિત પ્રત નીચે પ્રમાણે છે

**क १** સંકેતની પ્રત સંવત ૧૭૧૪માં લખાયેલી, મૂળ સાથે ટીકાવાળી છે, ટીકાનું નામ જણાવ્યું નથી. આમાં ૧૨૭ શ્લોક છે. આ પ્રતને આદર્શ તરીકે મેં સ્વીકારી છે.

**ख २** અને **ङ ५** આ મલ્લીનાથી संजीवनी નામની ટીકાવાળી આ બે પ્રત વિક્રમ સંવત ૧૫૧૭ અને વિક્રમ સંવત ૧૭૦૪માં લખાયેલી છે. આ બન્ને એકલી ટીકા જ છે. શ્લોકનાં માત્ર મથાળાં બે ત્રણ અક્ષરનાં લખી ટીકા શરૂ કરેલી છે, એકમાં ૧૨૧ અને બીજીમાં ૧૨૩ શ્લોક છે. ङ ५ વાળી પ્રતમાં संदेश विषौषधि નામ સંજીવની ટીકાનું મલ્લિનાથે લખેલું છે.

**ग ३** આ પ્રત સંવત ૧૬૧૨માં લખેલી છે આમાં એકલી સંસ્કૃત ટીકા છે. ટીકાનું નામ નથી આપ્યું. શ્લોક સંખ્યા ૧૨૪ છે.

**घ ४** આ પ્રત મૂળશ્લોક સાથે अवचूरी નામની ટીકાવાળી છે. આ સંવત ૧૬૯૫માં લખાયેલી છે, શ્લોક સંખ્યા ૧૨૫ છે.

**च ६** આ પ્રત સંવત ૧૭૧૬ માં લખેલી ૧૨૬ શ્લોકવાળી મૂળ માત્ર છે.

**छ ७** આ સંવત ૧૬૨૩માં લખેલી મૂળમાત્ર શ્લોક ૧૨૫ વાળી પ્રત છે.

**ज ८** સંવત ૧૮૮૦માં લખેલી આ મૂળમાત્ર શ્લોક ૧૨૫ ની છે.

**झ ९** આ વિક્રમ સંવત ૧૧૩૫ની સાલમાં લખેલી ૧૨૪ શ્લોકની પ્રત છે.

ભારતવર્ષમાં દેવનાગરી અક્ષરમાં લખાતી હસ્તપ્રતોમાં પાનાની બન્ને બાજુ મળી ૧ એક અંક લખવામાં આવે છે એટલે પત્ર સંખ્યા જે લખી હોય તેથી બમણી સંખ્યા પૃષ્ઠની હાલની ગણત્રી પ્રમાણે થઇ શકે.

# હાલના પ્રકાશકોયેં પ્રક્ષિપ્ત કે ક્ષેપક માનેલ શ્લોકો ખરી રીતે પ્રક્ષિપ્ત કે ક્ષેપક નથી તે બતાવતો કોઠો

દરેક પ્રતના સ્તંભમાં લખેલા શ્લોક સામેના આંકડા તે તે પ્રતમાં દર્શાવેલા શ્લોકના અંક છે.

कश्चित्सौम्य અને पतत्कृत्वा આ બે શ્લોક માટે કોઈને વાંધો નથી. આહી અનુસંધાન માટે આ કોઠામાં એ શ્લોક નાખ્યા છે.

| મથાળાં | સંવત ૧૭૧૪ની પ્રત શ્લોક ૧૨૭ क १ आदर्श सटीक | સંવત ૧૫૧૭ની પ્રત શ્લોક ૧૨૧ ख २ मल्लि-नाथी | સંવત ૧૬૧૨ની પ્રત શ્લોક ૧૨૪ ग ३ अनाम टीका | સંવત ૧૬૯૫ની પ્રત શ્લોક ૧૨૫ घ ४ अवचूरी | સંવત ૧૭૦૪ની પ્રત શ્લોક ૧૨૩ ङ ५ मल्लि-नाथी | સંવત ૧૭૧૬ની પ્રત શ્લોક ૧૨૬ च ६ मूलमात्र | સંવત ૧૬૨૩ની પ્રત શ્લોક ૧૨૫ छ ७ मूलमात्र | સંવત ૧૮૮૦ની પ્રત શ્લોક ૧૨૫ ज ८ मूलमात्र | સંવત ૧૧૩૫ની પ્રત શ્લોક ૧૨૪ झ ९ सटि-प्पणी | नेमिदूत रचना काल સં.૧૦૭૪ શ્લોક ૧૨૪ ञ १० मूलमात्र | पाठक | करमाकर | दक्षिणावर्ते |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १ अध्वक्लान्तं | १८ | × | १८ | १८ | × | १८ | १८ | १८ | १८ | १८ | × | × | × |
| २ अम्भोबिन्दु | २३ | २२ | २३ | २३ | २२ | २३ | २४ | २३ | २३ | २३ | × | × | × |
| ३ धारासिक्त | ११२ | × | १११ | १११ | × | ११२ | ११० | १११ | १११ | ११२ | × | × | × |
| ४ आश्वास्यैवं | १२१ | ११९ | १२० | १२० | ११९ | १२२ | ११९ | १२० | १२० | १२१ | ११८ | ११५ क्षेपक | ११३ क्षेपक |
| ५ कश्चित्सौम्य | १२२ | १२० | १२१ | १२१ | १२० | १२१ | १२० | १२१ | १२१ | १२२ | ११९ | ११६ | ११४ |
| ६ पतत्कृत्वा | १२३ | १२१ | १२२ | १२२ | १२१ | १२३ | १२१ | १२२ | १२२ | १२३ | १२० | ११७ | ११५ |
| ७ तस्माद्द्रे | १२४ | × | × | × | × | × | × | १२३ | × | × | × | × | × |
| ८ तं संदेशं | १२५ | × | १२३ | १२३ | १२२ | १२४ | १२२ | १२४ | १२३ | १२४ | × | × | × |
| ९ श्रुत्वा वार्तां | १२६ | × | १२४ | १२४ | १२३ | १२५ | १२३ | १२५ | १२४ | १२५ | × | × | × |
| १० इत्थं भूतं | १२७ | × | × | १२५ | × | १२६ | × | × | × | × | × | × | × |

નીચેની ૯ નવ હસ્તપ્રતો મિતિ વગેરેની નોંધમાં અવતરણોમાં પદચ્છેદ વાંચવાની રલતા માટે મેં કરેલ છે. અસલ હસ્તપ્રતમાં લખાણ ભેળું જ હોય છે.

**ન ૧ મૂળ સહ સંસ્કૃત ટીકા. ટીકાનું નામ નથી. વિક્રમ સંવત ૧૭૧૪મા લખેલી છે શ્લોક સંખ્યા ૧૨૭ પાનાં ૨૫। પૂર્વ મેઘ ઉત્તરમેઘનો ભેદ નથી. ાનાની પોળાઈ લંબાઈ ઇંચ ૪॥ + ૧૦ છે.**

લગભગ ૩૦૦ વર્ષ જુની આ હસ્તપ્રત લખાણમાં શુદ્ધ ઉત્તમ વળાંકવાળા કળાપૂર્ણ ાક્ષરવાળી મનોહર છે. થોડાં વર્ષ પહેલાં એક અમેરિકન પત્રકાર આ પ્રત જોતાં મુગ્ધ ઇ ગયા હતા ને આના ૧૦ દસ હજાર રૂપીયા આપવા તૈયાર થયા હતા. આની પ્રાચીનતા દ્ધ લેખન શૈલી, પૂર્ણતા જોઇને મે આ પ્રતને આદર્શ પુસ્તક તરીકે સ્વીકારેલ છે.

આ પ્રતનો ટીકાકાર કોણ છે એ જણાતું નથી પ્રારંભમાં મંગળાચરણમાં કે માપ્તિમાં ઘણા ટીકાકારો પોતાનો પરિચય આપે છે. આમાં ॥ ૐ ॥ લખી તુરત ટીકા રૂ કરી છે ટીકાની સમાપ્તિમાં પણ કાંઇ ઉલ્લેખ નથી.

**इतिश्रीमेघदूताभिधानस्य काव्यस्य टीका परिपूर्णा जातास्ति......वेदार्चंद्रमिते लेखिकविना कृपापरैः विबुधैः शोधनीया असूया न विधेया चेत्कूटं दृश्यते तदा॥**

**इतिश्री कविकुलतिलककविश्रीकालिदासकृतमेघदूताभिधानं महाकाव्यं ंपूर्णमिति इति संपूर्ण संवत १७१४ वर्षे लिखितं ॥ श्रीरस्तु ॥**

આ પ્રમાણે છેવટના પાનામાં લેખન સમય જણાવ્યો છે.

આ પ્રતમાં **तस्मादद्रेः** આ ૧૨૫ મા શ્લોક પછી **पाठातरं** એમ મૂળમાં લખીને **ત્ત્વા वार्तां** એ ૧૨૬મો શ્લોક આપ્યો છે આનો અર્થ એ છે કે આ પ્રત ઉતારી ત્યારે ીજી કોઇ પ્રતમાં **तस्मादद्रेः** ન હોય કે **श्रुत्वा वार्तां** ન હોય કે બન્નેમાં સમાન અર્થ ીકળતા હોવાથી તે વખતના વિદ્વાનોયે **श्रुत्वा वार्तां** એ શ્લોકને **पाठान्तर**રૂપે સાચો ાન્યો હોય. છતાં **पाठान्तर**નો અર્થ શ્લોક પાછળથી દાખલ થયેલો કૃત્રિમ કે ક્ષેપક ાતો નથી. તેમ **पाठांतरं** શબ્દ મૂળમાં છે પણ ટીકાકારે આ **पाठांतर** સ્વીકાર્યું નથી ણે તો આ શ્લોક કાલિદાસનો જ ગણી ટીકા કરી છે

**तस्मादद्रेः** અને **श्रुत्वा वार्तां** આ બન્ને શ્લોકનો ભાવાર્થ તો લગલગ સરખો છે. ન્ને શ્લોકમાં મેઘે એ સંદેશો યક્ષપત્નીને પહોંચાડ્યો એમ આવે છે. પણ **श्रुत्वा वार्तां**માં મે સંદેશો યક્ષપત્નીને તથા કુબેરને બન્નેને પહોંચાડ્યો કુબેરે યક્ષની શિક્ષા માફ કરી બન્નેને ભેળાં કર્યાં એટલું વિશેષ આવે છે તેથી **श्रुत्वा वार्तां** આ શ્લોક વધુ નુસંધાનવાળો, કાવ્યના સ્વરૂપને પૂર્ણ કરનારો અને રચનાની દ્રષ્ટિયે પણ ઉત્તમ છે. **ાઠાંતર**ની દ્રષ્ટિયે આ બેમાંથી એક શ્લોક કાલિદાસનો નથી એમ કહેવામાં આવે તો **સ્માદદ્રેઃ** એ શ્લોકને જતો કરી શકાય. વળી અમે સ્વીકારેલી ૯ પ્રતો પૈકી ૭ માં **સ્માદદ્રેઃ** શ્લોક નથી. ત્યારે **श्रुत्वा वार्तां** શ્લોક આઠ પ્રતોમાં છે. નેમિદૂતમાં, તથા ક ૫ વાળી લ્લિનાથી ટીકાવાળી પ્રતમાં પણ છે. માટે **तस्मादद्रे**ની જગ્યાએ અમે **श्रुत्वा वार्तां** એ લોકનો કાલિદાસની કૃતિ તરીકે સ્વીકાર કરીયે છીએ જેનો બીજા વિદ્વાનો અને લેખકોયે થા પ્રાચીન વિદ્વાનોએ સ્વીકાર કર્યો છે.

૩

ત્યારપછી છેલ્લા **इत्थं भूतं** શ્લોકને આ પ્રતમાં મૂળમાં તો કાલિદાસનો જ ગણ્યો છે. પણ ટીકાકારે **इत्थमिति क्षेपकः** આમ લખ્યું છે એટલે ૧૨૬ મા શ્લોકમાં મૂળ લેખક જુદો પડે છે. કદાચ **इत्थं भूतं** એ શ્લોકને ક્ષેપક માનવામાં આવે તો પણ કાવ્યના સ્વરૂપમાં કાંઈ ફેર પડતો નથી. કાવ્યનું **सुखपर्यवसायित्व इत्थंभूतं** શ્લોક ન હોય તો પણ અર્થાત બન્નેના મેળાપનું સુખરૂપ પરિણામ સંપૂર્ણ જળવાઈ રહે છે. આ શ્લોકમાં કવિયે પોતાનું કર્તા તરીકે નામ આપ્યું છે અને પોતાની સ્ત્રીના વિરહમાં શોકમગ્નપણાથી કરેલા કાવ્યના પ્રારંભમાં મંગલાચરણરૂપે કાંઈ લખ્યું નથી, તે છેલ્લા આ **इत्थंभूतं** શ્લોકમાં પાર્વતીના ચરણ કમળને પ્રણામ કરી કાવ્ય પૂરૂં કર્યું છે તે જોતાં આ શ્લોક આવશ્યક છે.

કાલિદાસે પોતાની દરેક કૃતિના પ્રારંભમાં ઇષ્ટદેવને પ્રણામ કર્યા છે, તે રીત આ દુઃખયુક્ત પ્રસંગે સ્વીકારી નથી કે સ્વીકારવી યોગ્ય માની નથી કે ભુલી ગયા છે. તેથી છેવટના ભાગમાં નાખી હોય એ બનવા જોગ છે છતાં આ શ્લોક માટે ગમે તેવી માન્યતા રાખવામાં આવે તેથી કાવ્યની મહત્તા ઘટતી નથી. આ શ્લોક કાલિદાસની કૃતિ છે એમ અમે એટલા માટે સ્વીકારીયે છીયે કે સંવત ૧૭૧૪ની **क १**, સંવત ૧૬૯૫ની **घ ४**, સંવત ૧૭૧૬ની **च ६** ત્રણ પ્રતોમાં આ શ્લોક છે અને તેમાં ક્ષેપક તરીકે ગણ્યો નથી.

૧૨૧ મો **आश्वास्यैव** આ શ્લોક નવે પ્રતમાં છે પાઠકે મહાકવિના શ્લોક તરીકે સ્વીકાર્યો છે, પણ કરંદીકર અને ત્રિવેદ્રમવાળા ક્ષેપક ગણે છે તે એમનું માનવું મિથ્યા છે. ૧૨૫ મો **तं संदेशं** શ્લોક **ख २** વાળી મલ્લિનાથીમાં નથી. બાકી ૮ આઠે પ્રતમાં છે છતાં પાઠક વગેરે ત્રિપુટીએ ક્ષેપક ગણ્યો છે તે યોગ્ય નથી, વસ્તુતઃ મહાકવિનો જ આ શ્લોક છે.

**ख २** **केवला मल्लिनाथी संजीवनी टीका। पानानी पोळाइ लंबाइ ४॥ + १० इंच छे** આમાં લેખન મિતિ નથી. અમારા ગ્રન્થ ભંડારમાંની હજારો હસ્તપ્રતોના અભ્યાસ અને અનુભવથી જાણી શકાય છે કે લખાઈ, કાગળની પ્રાચીનતા, અક્ષરના મરોડ અને એકંદર સ્વરૂપ જોતાં આ પ્રત ૧૫૧૭ની સાલમાં લખાયેલી છે. ૨૮ પાનાં છે. મલ્લિનાથની ટીકાવાળી હસ્તપ્રતોમાં હોય છે તેમ આમાં મલ્લિનાથે પાડેલા પૂર્વમેઘ ઉત્તરમેઘ એવા ભેદ છે. અમે ઉપયોગમાં લીધેલ ૯ પ્રતો પૈકી મલ્લિનાથની સંજીવની ટીકાવાળી ૨ પ્રતોમાં ૬૫મે શ્લોકે **इति पूर्वमेघः** અને સમાપ્તિમાં **इति उत्तरमेघः** આવો ભેદ છે બાકીની ૭ પ્રતોમાં આ ભેદ નથી સળંગ શ્લોકો ચાલ્યા આવે છે એટલે પૂર્વમેઘ ઉત્તરમેઘનો ભેદ મલ્લિનાથે પોતાના મગજના તરંગથી પાડ્યા છે એમ હું માનું છું.

બન્ને મલ્લિનાથી ટીકાઓમાં ૧૮મો શ્લોક **अध्वक्लान्तं** નથી આમ્રકૂટના વર્ણનનો આ સુંદર શ્લોક મેઘદૂતનું આભૂષણ છે. બીજી સાતે પ્રતોમાં આ શ્લોક છે.

**अंभोबिन्दु** એ ૨૩મો શ્લોક બન્ને મલ્લિનાથી ટીકામાં તેમ બીજી બધી મળી ૯ નવે પ્રતોમાં છે. ત્યારે બન્ને પૂનાના અને ત્રિવેંદ્રમના પ્રકાશકોયે આ શ્લોકને ક્ષેપક ગણી કાઢી નાખ્યો છે. મેઘના આકાશમાર્ગમાં સિદ્ધપુરુષનાં જોડેલાંનું વર્ણન કવિયે સુંદર, મનોહર, હૃદયંગમ રીતે આ શ્લોકથી કરેલું છે. કાવ્યની રચના પણ ઘણી રસિક છે. આ શ્લોક કાઢી નાખવાથી આખું કાવ્ય ફીકું પડી જાય છે. પ્રાચીન પ્રતોયે જે શ્લોકને સ્વીકાર્યો હોય તે હાલના વિદ્વાનના તરંગ કે ખોટા તર્કથી કાઢી નાખવો એ કાવ્યના અંગચ્છેદનું પાપ કરવા જેવું ગણાય.

**धारासिक्त** આ ૧૧૨ મો શ્લોક આ બે મલ્લિનાથી ટીકા શિવાય બાકીની સાતેય પ્રતોમાં છે. ઉનાળો ઉતરતાં અને વર્ષાઋતુ બેસતાં વિરહીની દશાનો જે ચિતાર આ શ્લોક આપે છે તે અદ્ભુત છે. આ મહાકવિની કૃતિને કદી પણ તજી શકાય એમ નથી. તેમ પ્રાચીન પ્રતો સ્વીકારે છે.

**शष्पश्यामां** અથવા **यत्र श्यामां** એ ૬૯ મો શ્લોક જે બન્નેય મલ્લિનાથી ટીકામ ૩૫ મો છે ત્યારે મલ્લિનાથી ટીકા સાથે પ્રકાશન કરનાર શ્રી પાઠકે ૭૮ મો અને શ્રી કરંદીકરે ૭૬ મો મુકીને બન્નેયે ક્ષેપક ગણ્યો છે. આ શ્લોક મૂળ કાલિદાસની કૃતિનો જ છે, અને તેમાંનું વર્ણન અલકાપુરીને અને ઉજ્જૈનને બન્નેને લાગુ પડે છે; એટલે આ ૩૫ મો હોય કે ૬૯ મો હોય તેથી વસ્તુમાં ફેર પડતો નથી, અમારી પાંસેની ૯ નવે આવૃત્તિમાં આ શ્લોક છે, એટલે આને ક્ષેપક માનનારાઓયેં મહાકવિને ભયંકર અન્યાય કર્યો છે.

બન્ને મલ્લિનાથી ટીકામાં ૬૮ થી ૭૮ સુધીના શ્લોકો મેળ વિનાના આઘા પાછા છે, ત્યારે બીજી પ્રતોમાં અને આદર્શ ગ્રન્થમાં સ્વીકારેલો ક્રમ બરાબર છે તેથી પ્રસંગની ક્રમવાર સંગતિ અને સંદર્ભ જળવાઈ રહે છે. વધુ ૧૬ મે પાને કોઠામાં જોવું.

**ग ३** **नाम विनानो केवळ टीका ॥ विक्रम संवत १६१२नी सालनी लखेली आ प्रतमां १२४ श्लोक छे. पानांनी पोळाई लंबाई ३ + १२ इंच छे.**

**पूर्वमेघ** કે **उत्तरमेघ** જેવો ભેદ આમાં નથી. આમાં શ્લોકનાં મથાળાં આપી એકલી ટીકા લખી છે. ટીકાનું નામ છેવટે કે ક્યાંય આપ્યું નથી. શ્લોકનો ક્રમ ङ ५ પ્રમાણે છે, માત્ર ૭૩ થી ૭૭ શ્લોકના ક્રમમાં થોડો ફેર છે છતાં તેથી સંદર્ભ કે સંગતિ તુટતી નથી, આ ટીકા શુદ્ધ છે પણ ટુંકી છે. આમાં સમાપ્તિમાં લેખન મિતિ નીચે પ્રમાણે આપી છે—

**इतिश्री श्रीकविचक्रवर्तिचूडामणी श्रीकालिदासविरचितमेघदूतस्य भाष्यं समाप्तमिति ॥ संवत्षोडशद्व्यधिक दशतमे वर्षे (१६१२) ज्येष्ठमासे शुक्लपक्षे दशम्यां तिथौ तपत्याः उत्तरे तटे आंत्रेश्वरे भ० श्रीरामस्य चरणसन्निधौ रा. सामलसुतनृसिंहस्य सुतेन कृष्णेन लिखितं ॥**

આ પ્રમાણે સંવત ૧૬૧૨ના જેઠ શુદી ૧૦, નર્મદા નદીને ઉત્તર કાંઠે આવેલા આંત્રેશ્વર (અંકલેશ્વર)માં શામળનો દીકરો નૃસિંહ અને તેના દિકરા કૃષ્ણે લખ્યું. આ પ્રતમાં **अध्वक्लांतं** ૧૮ મો, **अंभोबिन्दु** ૨૩ મો, **धारासिक्त** ૧૧૧ મો, **तं संदेशं** ૧૨૩ મો, **श्रुत्वा वार्तां** ૧૨૪ મો આ પ્રમાણે છે. એટલે આ શ્લોકો પ્રક્ષિપ્ત નથી એમ આ પ્રતથી સાબીત થાય છે. વધુ સ્પષ્ટીકરણ ૧૬ મે પાને કોઠામાં જોવું.

**घ ४** **आ संकेतवाळी संवत १६९६मां लखेलो आ प्रतमां मूल श्लोक १२५ पत्र १४, पानांनी पोळाई लंबाइ ५ + ११ इंच छे। आमां पूर्व मेघ उत्तर मेघ नथी.**

આ પ્રતમાંની લિપિ ઉત્તમ છે. ૩૧૪ વર્ષ પહેલાંના કાગળ લખાણ જોવા જેવાં છે. શ્લોક પાનાની મધ્યમાં લખ્યા છે અને ટીકા ઉપર નીચે અને બાજુના બે કસીમામાં લખી છે. **इत्थंभूतं सुरचितपदं...कालिदासश्चकार** આ શ્લોક ૧૨૫ મો અને છેલ્લો છે. સમાપ્તિ નીચે પ્રમાણે છે.

इतिश्री मेघदूताभिधानमहाकाव्ये कालिदासकृतौ ॥ श्रीरस्तु ॥ लिखितं तपस्वी ऋषिश्री ५ भाईयाजी ततशिष्य ऋषिश्री ५ वेलाजी ५ ततशिष्य ऋषिगविजी लिखितं वारमग्राममध्ये ॥ संवत् १६९५ वर्षे कार्तिक वदी १ दने मेघदूतावचूरीः संपूर्णा ॥

**अक्षीणान्तर्भवननिधयः** અથવા **अक्षय्यान्तर्भवननिधयः** આ મથાળાવાળો અલકાપુરીના વર્ણનનો ૭૬ મો શ્લોક ૮ પ્રતમાં છે માત્ર આ પ્રતમાં નથી તેમ **तस्माद्द्रेः** ૧૨૪ મા શ્લોકને બદલે **श्रुत्वा वार्ता** શ્લોક છે. એટલે શ્લોક સંખ્યા પાઠભેદ વગેરે જોતાં **क १** વાળી આદર્શ પ્રત સાથે આ પ્રત મળતી છે.

પૂના ત્રિવેંદ્રમ અને બીજા સ્થળના વિદ્વાનોએ મલ્લિનાથનો આધાર લઈ ક્ષેપક ગણેલા શ્લોકો આ પ્રતમાં **क १** પ્રમાણે જુદે જુદે સ્થળે અંતર્ગત પ્રસંગાનુરૂપ આપેલા છે.

આ પ્રત હાલની ક્ષેપકતાને ખોટી પાડે છે અને વિદ્વાનોના મન પર ચડેલી ખેપટને ઉડાડી નાખે છે. ૧૬ મા પાનાનો કોઠો જોવાથી પણ એ જણાશે.

**ङ ५ संकेतवाली आ संवत १७०४मां लखेली संदेश विषौषधी रूप संजीवनी नामनी मल्लिनाथी केवला टीका। आमां पूर्व मेघ उत्तर मेघ छे पानानी पोळाइ लंबाइ ४। + १० इंचनी छे**

આ પ્રત એ મલ્લિનાથી ટીકા છતાં **अध्वक्लान्तं** ૧૮ મો અને **धारासिक्त ११२** શિવાય હાલના પ્રકાશકોએ પ્રક્ષિપ્ત ગણેલા **अम्भो बिन्दु** ૨૩ મો, **तं संदेशं १२२** અને **श्रुत्वा वार्तां** ૧૨૩ મો શ્લોક આ પ્રતમાં છે.

આમાં મલ્લિનાથ લખે છે કે **प्रक्षिप्तमपि श्लोकद्वयं व्याख्यायते** આમ લખીને **तं संदेशं** અને **श्रुत्वा वार्ता**ની ટીકા લખે છે. મૂળ ગ્રન્થકાર પ્રક્ષિપ્ત કહેતા નથી કે મૂળ શ્લોક માટે લેખક આ શ્લોકને પ્રક્ષિપ્ત કહેતો નથી. તેમ હાલના પ્રકાશકોએ પ્રક્ષિપ્ત ઠરાવેલા **अम्भो बिन्दु** શ્લોકને મલ્લિનાથ પણ પ્રક્ષિપ્ત કહેતા નથી.

આ પ્રત ઉપરથી એક એ પણ નવીન વસ્તુ જાણવા મળે છે મેઘદૂત કાવ્યને મલ્લિનાથે **વિષરૂપ** ગણ્યું છે. અને પોતાની ટીકાને વિષ–ઝેરને ઉતારનારી **ઔષધી** કહી ટીકાનું નામ સંજીવની આપ્યું છે. એટલે મેઘદૂતના કરૂણરસાંતર્ભૂત શૃંગાર રસને જેમ બને તેમ ઓછો આકર્ષક દેખાડવાનો આ જૈન પંડિતનો પ્રયાસ હોય એમ લાગે છે. તેથી જ કદાચ યક્ષ અને તેની સ્ત્રીનો મેળાપ કરનારા કાલિદાસના શ્લોકને પોતે કાઢી નાખી શૃંગાર રસને આ ગ્રન્થમાં ખંડિત સ્વરૂપ આપવા પ્રયત્ન કર્યો હોય. **मेघसन्देश विषौषधी** તરીકે તેણે બન્નેને વિયોગી દશામાં રાખી જૈન સાધુ સાધ્વી પણ બની ગયાની ભાવના સેવી હોય. ટુંકામાં **मेघदूतनी** ટીકા કરનાર આ આચાર્ય પોતે ગૃહસ્થાશ્રમી નથી. ત્યાગી છે જેને ગૃહસ્થાશ્રમ પ્રત્યે અનાદર વૈરાગ્ય છે તેને મેઘદૂતનું શૃંગાર પ્રધાન કાવ્ય ઝેર જેવું લાગ્યું હોય અને તેમાંથી કેટલાક શ્લોકોને પોતાના મગજના તરંગોથી કાઢી નાખ્યા હોય એમ માનું છું. શ્રી શંકરાચાર્યે ધારણ કરેલી પદવીઓ પોતાના નામ સાથે જોડી પોતે જે સ્વીકાર્યું છે તે બરાબર છે એમ મનાવવાની ધારણા રાખી

લાગે છે સમાપ્તિમાં પોતે નીચે પ્રમાણે લખે છે. इतिश्री पदवाक्यप्रमाणपारावारपारीण श्रीमहोपाध्याय कोलाचल मल्लिनाथ सूरिविरचितायां संजीवन्यां संदेश विषेोषघ्यां उत्तरमेघः । अनः परं प्रक्षिप्तमपि श्लोकद्वयं व्याख्यायते આમ લખીને तं संदेशं અને श्रुत्वा वार्तां એ શ્લોકની વ્યાખ્યા કરે છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે આ બે અને બીજા શ્લોકો મલ્લિનાથના વખતમાં મેઘદૂતમાં સંદર્ભ રૂપે ચાલ્યા આવતા હતા પણ તે શ્લોકોને આ પંડિતને ગમ્યા નથી એટલે ક્ષેપક રૂપ ગણી કાઢયા. હાલના પ્રકાશકોનો તો પ્રક્ષિપ્ત માનેલા શ્લોકો માટે મુખ્ય આધાર મલ્લિનાથના તરંગ ઉપર નિર્ભર છે. આ પ્રત લખનારે લેખન સમય નીચે પ્રમાણે જણાવ્યો છે.

संवद्युगाभ्रमुनिचंद्रयुते च वर्षे मासेश्विने शशिदिने च तिथौ च वृद्धया ॥
पक्षेऽसिते च हरिभ्रातृकुलेन नाम्ना देवेश्वरेण लिखिता घनदूतटीका ॥ १ ॥
સંવત ૧૭૦૪ના આશુ વદી વૃદ્ધિતિથૌ સોમવારે હરિભાઇના પુત્ર દેવેશ્વરે આ મેઘદૂતની ટીકા લખી.

त्र ६ संवत १७१६मां लखेली आ संकेतवाळी प्रतमां मूळश्लोक मात्र छे. पूर्वमेघ उत्तरमेघ नथी। पत्र ८, श्लोकसंख्या १२६ छे ॥ पानांनी पोळाई लंबाई ४॥ + १०। इंच छे.

આ પ્રતમાં अध्वक्लान्तं ૧૮ મો, अम्भोबिन्दु ૨૩ મો धारासिक्त ૧૧૨ મો, तं संदेशं ૧૨૪ મો, श्रुत्वा वार्तां ૧૨૫ મો અને इत्थं भूतं ૧૨૬ મો એમ શ્લોકો છે. એટલે મુદ્રિત પ્રતોમાં અને મલ્લિનાથી ટીકામાં યક્ષ પતિપત્નીની વિયોગ દશામાંજ કાવ્યની પૂર્તિ થતાં કાવ્યનું સુખરૂપ પરિણામનું ધ્યેય ખંડિત થાય છે તેમ આ આવૃત્તિમાં થતું નથી અર્થાત આ આવૃત્તિમાં ક્ષેપક કે પ્રક્ષિપ્ત એવે નામે વધારાના શ્લોક નથી, પણ મહાકવિની રચના રૂપે જ લેખકે લખ્યા છે અને પતિપત્નીના મેળાપ પછી કાવ્ય પૂર્ણ થાય છે.

સમાપ્તિ પછી આ પ્રતની મિતિ નીચે પ્રમાણે લખી છે. વધુ માટે ૧૬ મે પાને કોઠો જોવો.

इतिश्री कालिदासकवि विरचितं मेघदूताभिधानं महाकाव्यं समाप्तं । शुभं भवतु। इति संवत १७१६ वर्षे नभस्य माससितत्रयोदशी कर्मवाट्यां लिपीकृतं नयविमलेन॥ આ રીતે આ પ્રત क ૧ ને અનુસરતી છે.

छ ७ आ संकेतवाळी प्रत मूळमात्र छे। संवत १६२३मां लखेली छे। पानांनी पोळाई लंबाई ३ + ११ इंच छे। श्लोक संख्या १२५ पानां १९ छे। આ પ્રતનો લેખક અને ग ३ નો લેખક એક છે. ग ३ લખ્યા પછી ૧૧ વર્ષે આ પ્રત લખાણી હોય એવું અનુમાન કરી આ પ્રતની લેખન મિતિ સંવત ૧૬૨૩ નક્કી કરી છે. આ પ્રતમાં કાવ્યની પૂર્ણતારૂપ યક્ષદંપતીનો સંયોગ થયા પછી કાવ્ય પૂરૂં થાય છે. આ પ્રતમાં શ્લોકનો છેલ્લો અંક ૧૨૩ નો છે પણ લહિયાયે ૮૦ તથા ૮૧ મા અંક બે વાર લખ્યા છે એ રીતે ૨ શ્લોક વધતાં ૧૨૫ શ્લોક થાય છે. આ પ્રતમાં अध्वक्लान्तं ૧૮ મો

**अम्भोबिन्दु** ૨૩ મો, **धारालिक** ૧૧૦ મો, **तं संदेशं** ૧૨૨ મો અને **श्रुत्वा वार्तां** ૧૨૩ મો છે. કોઇ શ્લોકને ક્ષેપક લખેલ નથી. આ પ્રત **क १** પ્રમાણેના સ્વરૂપની છે. વધુ માટે ૧૬ મે પાને કોઠો જોવો. સમાપ્તિમાં નીચે પ્રમાણે છે—

**इतिश्री महाकविश्री कालिदासकृतौ मेघदूताभिधानं काव्यं समाप्तं ॥**

આ પ્રમાણે આ પ્રતમાં પ્રક્ષિપ્ત જેવું કાંઇ નથી

**ज ८** **आ संकेतवाळी प्रत मूळमात्र छे.** संवत १८८०**मां लखेली छे, आमां श्लोक १२५ अने पानां १३ छे.** पूर्वमेघ उत्तरमेघ नथी. **पानानी पोळाइ लंबाइ** ५।× **११ इंच छे.**

આ પ્રતમાં **अध्व०** ૧૮ મો, **अम्भो०** ૨૩ મો, **धारा०** ૧૧૧ મો, **तस्मादद्रेः** ૧૨૩ મો, **तं संदेशं** ૧૨૪ મો અને **श्रुत्वा वार्तां** ૧૨૫ મો એમ શ્લોકો છે. ક્ષેપક કે પ્રક્ષિપ્ત એકે શ્લોક નથી એટલે યક્ષ દંપતીનો મેળાપ થયા પછી કાવ્યની સમાપ્તિ થાય છે. સમાપ્તિમાં મિતિ નીચે પ્રમાણે છે—

**इतिश्री कालिदास कविराज कृत मेघदूताख्यं काव्यं समाप्तं। भाद्रपदस्यादि तिथावसितपंच...अष्टयशीति संख्यकेप्रमाथी नाम संवत्सरे वासवे मे भृगुवासरे मकरे च लग्ने पुस्तकमलेखि मणिरामेण ॥** ૧૬ મે પાને કોઠો જોવાથી જણાશે કે આઠે પ્રતો આને મળતી છે એટલે પ્રક્ષિપ્ત જેવું નથી.

**झ ९** **आ संकेतवाळी प्रतमां मूळ साथे टूंकी टिप्पणी हांसियामां छे। लेखक मिति नथी पण आनी प्राचीनता जोतां संवत ११३५ नी सालमां लखायेली होय एम लागे छे श्लोक संख्या १२५ छे. पानानी पोळाइ लंबाइ ४।× १० इंच छे**

આ રીતે અમે સંશોધનમાં ઉપયોગમાં લીધેલી ૯ પ્રતો પૈકી મલ્લિનાથી બે પ્રત બાદ કરતાં બાકીની બધી સાતે પ્રતોમાં પૂર્વ મેઘ તથા ઉત્તર મેઘ નથી સળંગ શ્લોકો છે. યક્ષ દંપતીના મેળાપ પછી કાવ્યની સમાપ્તિ છે. જે જે શ્લોકો હાલના પ્રકાશકોએ પ્રક્ષિપ્ત ગણી કાઢી નાખ્યા છે તે જુદે જુદે ઠેકાણે સંદર્ભમાં લખેલા છે. એટલે આદર્શ પુસ્તક **क १** પૂર્ણ રીતે આધાર રૂપ અને સાચું મેઘદૂત કાવ્ય રજુ કરે છે. અને બીજી હતપ્રતો તેને ટેકો આપે છે.

**नेमिदूतं** **-आमां पूर्व मेघ तथा उत्तर मेघ एवा भेद नथी.** વિક્રમ સંવત ૮૭૧ માં **पार्श्वाभ्युदय** શ્રી જીનસેનાચાર્યે રચ્યા પછી ડોઢસોક વર્ષે સાંગણના પુત્ર વિક્રમ કવિએ ૧૨૬ શ્લોકનું નેમિદૂત કાવ્ય શ્રી નેમિનાથની સ્તુતિ રૂપે રચ્યું છે. કાવ્યની રચના ઉત્તમ છે. આ કાવ્યમાં મેઘદૂતના પ્રત્યેક શ્લોકનું છેલ્લું ચરણ લઇ ઉપરનાં ૩ ચરણ નવાં રચી નેમિનાથની સ્તુતિ કરેલ છે. શ્રી જીનસેનાચાર્યે મેઘદૂતને ગુંથી પાર્શ્વનાથની સ્તુતિ કરી છે એટલે આ કવિએ તેનું અનુકરણ કરી નેમિનાથની સ્તુતિમાં મેઘદૂતને ગુંથી આ કાવ્ય રચના કરવા દોરાયા લાગે છે, પણ આ કવિ જીનસેનાચાર્ય કરતાં કાવ્યની રચનામાં

અને વ્યવસ્થિત રીતે પ્રત્યેક ચરણની સમસ્યા પૂર્તિ ઉત્તમ રીતે કરવામાં સફળ થયા છે. એમ કહ્યા વિના નથી ચાલતું.

આ કવિએ મેઘદૂતના ૧૨૫ શ્લોક સ્વીકાર્યા છે.

**अध्वक्लान्तं** ૧૮ મો, **अम्भो बिन्दु** ૨૩ મો, **धारासिक्त** ૧૧૨ મો, **तं संदेशं** ૧૨૪ મો, અને **श्रुत्वा वार्तां** ૧૨૫ મો એમ મહત્વના શ્લોકો આમાં છે એટલે આ કાવ્ય **क** ૧ વાળી સંવત ૧૭૧૪વાળી પ્રત સાથે મળતી છે અને યક્ષ દંપતીનો મેળાપ કરાવીને કાવ્ય સંપૂર્ણ કરે છે.

આ કાવ્યની સો સવાસો હસ્તપ્રતો ભેળી કરી ભવિષ્યમાં મેઘદૂતની બીજી આવૃત્તિમાં સંશોધન દ્રષ્ટિયે તેનો ઉપયોગ કરી મેઘદૂતને સારા સ્વરૂપમાં પ્રસિદ્ધ કરવા ધારણા છે.

આદર્શ પ્રત **क** ૧ પ્રમાણે **मेघदूत**માં મહાકવિ કાલિદાસની કૃતિના ૧૨૭ માંથી **तस्मादद्रेः** જતો કરી મેં ૧૨૬ શ્લોકો સ્વીકાર્યા છે. ૧૬ મે પાને કોઠો જોવાથી સૌ કોઇને ખાત્રી થાશે કે મેઘદૂતમાં મહાવિના રચેલા ૧૨૬ શ્લોકથી તો ઓછા નથી જ એટલે હાલના પ્રકાશકોયે જે શ્લોકો પ્રક્ષિપ્ત ગણી કાઢી નાખ્યા છે તે ખોટો દુરાગ્રહ તર્ક અને તરંગ છે.

પ્રાચીન આર્ય વિદ્વાનો કે કવિઓયે પોતાનાં કાવ્ય નાટક વગેરે મહાભારત રામાયણ પુરાણ ઇત્યાદિમાં આવેલ સત્ય કથાનક ઇતિહાસ વગેરેને આધારે બનેલા બનાવોને લગતાં જ રચ્યાં છે. હાલની પ્રચલિત થયેલી રીત પ્રમાણે ખોટાં પાત્રો કલ્પી, કલ્પિત કથાનક એક પણ કવિએ કર્યાં નથી. કાલિદાસે પણ માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય, અભિજ્ઞાન શાકુંતલ, રઘુવંશ વગેરે ઐતિહાસિક અને પૌરાણિક કથાનકોને આધારે કાવ્યો નાટકો રચ્યાં છે. એટલે મેઘદૂતમાં કુબેર, યક્ષ અને યક્ષપત્નીનાં પાત્રો અન્યોક્તિ રૂપે નાખીને આ કાવ્ય બનેલી ઘટનાને જ અનુસરી રચેલ છે. અર્થાત્ આ પ્રસંગ પોતાના ઉપર જ આવેલો હોવાથી આ કાવ્યમાં વિક્રમ રાજા, કાલિદાસ પોતે, પોતાની પત્ની અને સંદેશો લઈ જનાર મેઘ નામનો પોતાનો નોકર એ મુખ્ય પાત્ર છે. આ ચારે સાચાં નામોનો ઉલ્લેખ કરીને જો આ કાવ્ય રચ્યું હોત તો તેની રચના ગમે તેવી ઉચ્ચ કોટિની હોવા છતાં રસહીન બની જાત. યક્ષ વગેરે પાત્રોની કલ્પનાથી જે રસની જમાવટ કવિ કરી શકયા છે તે ખુલ્લા નામે કરી શકત નહી. કદાચ કરત તો તે હાંસીપાત્ર કે બીજાની દ્રષ્ટિમાં રસહિન ઠરત. આ કાવ્યને વિક્રમ રાજા યક્ષ યક્ષપત્ની અને મેઘને પાત્રો કરી ઘટાવવામાં આવ્યું છે. તે અન્યોક્તિ રૂપે જ છે અર્થાત કુબેર યક્ષ વગેરે ખોટાં પાત્રોને આધારે કે નહી બનેલી ઘટનાને આધારે આ કાવ્ય રચ્યું નથી.

આપણા પ્રાચીન કવિઓએ જે જે કાવ્ય નાટક વગેરે રચ્યાં છે. તેના મોટે ભાગે સુખ પર્યવસાન સાથે અથવા તો એ કથાનકનો ઇતિહાસ જે ઘટનાથી પૂર્ણ થતો હોય તેને અનુસરીને કાવ્ય કે નાટકની સમાપ્તિ કરેલ છે. એ આપણે મહાકવિઓના કે સામાન્ય કવિઓનાં કાવ્ય નાટકોમાં જોઇ શકીએ છીએ. તેજ સ્થિતિ મેઘદૂતને માટે સંભવિત છે. અર્થાત યક્ષના શાપની અથવા તો દેશપાર કર્યાની મુદત પૂરી થયા પછી યક્ષ અને યક્ષ પત્નીનો સંયોગ કર્યા વિના કાવ્યની સમાપ્તિ સંભવી શકતા નથી.

હાલના પ્રકાશકોએ સ્વીકારેલા છેલ્લા **एतत्कृत्वा** એ શ્લોકથી યક્ષે આપેલો સંદેશો પૂરો થાય છે જો હાલના પ્રકાશકો અને મલ્લિનાથની વાત સ્વીકારી આ શ્લોકથી કાવ્યની સમાપ્તિ સ્વીકારી લઇએ તો યક્ષ અને તેની પત્નીનો વિયોગ કાયમ રહે છે. યક્ષે સંદેશામાં જે વસ્તુ કહી છે માગી છે તે પૂરી થતી નથી. માત્ર યક્ષે સંદેશો કહેવાની સાથે કાવ્ય પૂર્ણ થાય છે. સંદેશો લઇ મેઘ ચાલતો થયો નથી અને યક્ષે ૧૨૧ મા **आश्वास्यैवं** શ્લોકથી મેઘ પાસે જે માગણી કરી છે તે પુરી થયા પહેલાં કાવ્ય પૂરૂં થાય છે. આ સંભવી શકતું નથી. **एतत्कृत्वा** એ શ્લોકથી યક્ષનો સંદેશો પૂરો થયો પણ પછી મેઘે સંદેશો લઈ અલકાપુરીમાં જવાનું છે. તેની સ્ત્રીને સંદેશો આપવો છે. એનો સંદેશો પાછો યક્ષને પહોંચાડવો છે. આટલું તો તેણે કરવું જ જોઇએ કારણ યક્ષની એ માગણી છે. અર્થાત કવિએ પ્રથમના શ્લોકોમાં જે જે ઉલ્લેખ કરેલ છે તે પૂર્ણ થાય ત્યારે જ કાવ્યની પૂર્ણતા થઇ શકે છે. કોઇ પણ કવિ પોતે ઉલ્લેખ કર્યો હોય તેને પૂર્ણ કર્યા વિના પોતાના કાવ્યની સમાપ્તિ ન જ કરે. એ સંદેશો કુબેરને પહોંચ્યો અને તેને દેશવટાથી મુક્ત કરી બન્ને સ્ત્રી પુરૂષને સાથે જોડ્યાં, એ કાવ્યનું સારૂં અને સાચું સુખપર્યવસાન છે. અર્થાત બન્નેના મેળાપ વિના કાવ્યની સમાપ્તિ સંભવે જ નહિ. **एतत्कृत्वा** શ્લોકથી કવિ આગળ ન વધ્યા હોય તો તેણે પોતે આગળ લખેલું પ્રતિજ્ઞા કરેલુ વસ્તુ ખોટું ઠરે છે અથવા અપૂર્ણ કાવ્ય કરવાનો દોષ એમના પર આવે છે. કાલિદાસ જેવો મહાકવિ પોતાના કાવ્યમાં આવી અપૂર્ણતા કદી પણ રહેવા દિયે જ નહી. ખરી રીતે ત્યારપછીના શ્લોક કરીને અપૂર્ણતા રહેવા દીધી નથી. બંને પાત્રોનો અમાપ શોક ઉભો રાખી બંધ થાતું કાવ્ય કોઇપણ સહૃદયી કવિ રચે જ નહિ. **आश्वास्यैवं** એ ૧૨૫ મો શ્લોક દરેક ટીકાકારે સ્વીકાર્યો છે. મલ્લિનાથી ટીકામાં પણ આ શ્લોક છે. અને અમે જણાવેલ ઉપરની નવે હસ્તપ્રતોમાં છે. એટલે આ શ્લોક કાલિદાસનો રચેલ છે. આમાં તો જાણે શંકાને સ્થાન છે જ નહિ. આ શ્લોકમાં યક્ષ કહે છે કેઃ—

**" હે મિત્ર, પહેલી જ વાર આવી પડેલા વિરહને લીધે શોકમગ્ન એવી તારી સખીને આ પ્રમાણે આશ્વાસન આપી તું તેણીયે આપેલાં નિશાન સાથેનાં કુશળ વચનો લઇ કૈલાસ પર્વત ઉપરથી પાછો વળી એના સમાચાર મને આપી તું મારા જીવનને બચાવજે "**

આ રીતે યક્ષે પોતે આપેલા સંદેશાનો જવાબ માગ્યો છે, છતાં તે સંદેશો તેની સ્ત્રીને કે યક્ષને પહોંચાડ્યા વિના મેઘ ગમે ત્યાં ચાલ્યો જાય એ આ કાવ્યમાં ઘટતું નથી. માટે કવિએ **एतत्कृत्वा** શ્લોકથી સંદેશો પૂરો કર્યા પછી **तं संदेशं** આ શ્લોકથી એ સંદેશો કુબેરને અને યક્ષની સ્ત્રીને પહોંચાડ્યો છે. અને **श्रुत्वा वार्तां** એ શ્લોકથી કુબેરે પ્રસન્ન થઈ હદપારની ચાર મહિનાની બાકીની શિક્ષા માફ કરી આઠ મહિનાના વિયોગ પછી બંનેને સાથે જોડ્યાં છે. અર્થાત્ યક્ષ રૂપે કાલિદાસને કુબેર રૂપી વિક્રમ રાજાએ હદપાર કરેલા છે તેને આઠ મહિના વીતી ગયા છે ત્યારે કાલિદાસ કવિ પોતાની સ્ત્રી ઉપર પોતાના મેઘ નામના દૂત દ્વારા સંદેશો મોકલે છે. એ **મેઘદુત કાવ્ય** રૂપે સંદેશો વાંચી વિક્રમ રાજા કવિની આવી અન્યોક્તિ ભરી અદ્દભુત કાવ્ય રચનાથી ઉજ્જૈનમાં તેડાવી બંને પતિપત્નીનો મેળાપ કરાવે છે.

એ પણ સંભવિત છે કે દૂતદ્વારા સંદેશો મોકલ્યા પછી તેના પરિણામરૂપ રાજાની પ્રસન્નતા અને સ્ત્રી સાથેનો મેળાપ એ હકીકતવાળા શ્લોકો એ બનાવ બન્યા પછી રચી આ કાવ્યમાં કવિયે ઉમેર્યા હોય પણ એ કવિની રચના છે એમાં શંકા નથી.

મહાકવિ પાર્વતીના પરમ ઉપાસક હતા. તેણે પોતાના ગ્રન્થોમાં મંગળાચરણમાં પાર્વતીનું સ્તવન મોટે ભાગે કરેલ છે અભિજ્ઞાન શાકુંતલમાં પાર્વતીને વિશ્વની આદ્ય સૃષ્ટિ કહીને સ્તવન કરેલ છે. રઘુવંશમાં **जगतः पितरौ वन्दे** ત્યાં પણ **पार्वतीपरमेश्वरौ** પાર્વતીને પ્રથમ અને શંકરને પછી પ્રણામ કર્યા છે. મેઘદૂત, વિરહ દશામાં રચેલું એટલે પાર્વતીના ચરણના પ્રણામની રચના છેલ્લી કરી છે પણ તેમાં જણાવ્યા પ્રમાણે પાર્વતીના ચરણને નમીને આ કાવ્ય રચ્યું છે. એટલે કાવ્યની રચના પહેલાં પાર્વતીના ચરણને મનમાં પ્રણામ કરીને કાવ્યની રચના શરૂ કરી છે અને છેવટે આ શ્લોકમાં તે સ્પષ્ટ કર્યું છે આમ બધી રીતે જોતાં **इत्थंभूतं** શ્લોક કાલિદાસનો જ રચેલો છે એ સિદ્ધ થાય છે.

વળી આ શ્લોકમાં કવિ વિશેષમાં કહે છે કે—

**"આ મેઘદૂત કાવ્ય મેં સ્ત્રીના વિયોગી અને તેથી દુઃખી થયેલા અને કામક્રીડાથી વિરહિત બનેલા એવા પુરૂષોને વિનોદ તથા સુખ આપવા માટે રચ્યું છે."** હવે જો **एतत्कृत्वा** એ શ્લોકથી મેઘને સંદેશો આપ્યા પછી અર્થાત પતિપત્નીનો મેળાપ કરાવ્યા વિના આ કાવ્ય પૂર્ણ કરવામાં આવ્યું હોય તો કામક્રીડા વિરહિત કે સ્ત્રીના વિયોગથી દુઃખી થતા પુરૂષોને આ કાવ્ય વાંચીને પૂર્ણ વિનોદ કે સુખ થવાનો સંભવ રહેતો નથી, અર્થાત ૧૨૦ શ્લોક પછીનું સંદેશાનું પરિણામ જો કવિયે ન રચ્યું હોય તો કાવ્ય રસહીન અને વિયોગી માટે વધુ વિયોગજન્ય દુઃખ ઉત્પન્ન કરનારૂં બને છે.

આ બધું જોતાં મહાકવિ કાલિદાસે રચેલા **मेघदूत**ના જે ૧૨૭ શ્લોક **क १** પ્રતમાં છે તે બરાબર છે, પ્રસંગાનુરૂપ છે, અનુસંધાનને યોગ્ય છે, વસ્તુસ્થિતિને બંધ બેસતા છે અને કાવ્યની રચનાના ધ્યેયને પૂર્ણ કરે છે. છતાં **तस्माद्द्रे:** આ ૧ શ્લોકને હસ્તપ્રતોનો બહુમતિ ટેકો નથી તેથી કાઢી નાખવો હોય તો અમે વાંધો લેશું નહિ.

## પ્રાચીન હસ્તપ્રતો અને પ્રકાશન

આ પુસ્તક માટે આધારરૂપ હસ્તપ્રતો સાથે કરેલી તુલનાથી ગ્રન્થનું સાચું સ્વરૂપ સમજાય છે. એ નિશ્ચિત થાય છે કે કોઇપણ પ્રાચીન ગ્રન્થ પ્રસિદ્ધ કરવાની ઉતાવળ કર્યા વિના તેનું સાચું સ્વરૂપ નક્કી કરવા માટે તેની બને તેટલી હસ્તપ્રતોનો સંગ્રહ કરી તુલનાત્મક દૃષ્ટિથી તપાસી પ્રાચીન ગ્રન્થોનું સંશોધન કરીપછી છાપવા જોઇએ. પ્રસિદ્ધ થયેલા આયુર્વેદ, કામશાસ્ત્ર, ધાતુવાદ, તંત્ર, કાવ્ય, જ્યોતિષ, સ્તોત્ર વગેરે વિષયના ઘણા ગ્રન્થોના દાખલા અમારી પાંસે છે કે છપાવેલા ગ્રન્થ સાથે તેની હસ્તલિખિત પ્રતો મેળવવાથી છાપેલા ગ્રન્થમાં સેંકડો ભુલ્યો તથા અનેક ઠેકાણે શ્લોકોના શ્લોકો ત્રુટી ગયેલા દેખાયા છે. હસ્તલિખિત પ્રતોને આધારે છાપેલી ચોપડી ઉપર અમે કરેલા સંશોધન પછીનું તે છાપેલી ચોપડીયોનું વિકૃત રૂપ જોવા જેવું, આશ્ચર્ય ખેદ અને ઘૃણા ઉપજાવનારૂં બની જાય છે. આવાં

છાપેલાં વિકૃત પુસ્તકોના થોડાં પાનાંના બ્લોક કરાવી પ્રસિદ્ધ કરવાની અમારી ધારણા છે, તેમ થશે તો જોઇ શકાશે કે આયુર્વેદ કામશાસ્ત્ર ધાતુવાદ અને બીજાં વિજ્ઞાનના ગ્રન્થો આવા વિકૃત છાપવાથી તેવા ગ્રન્થોનો ઉપયોગ કરનારાને કેટલું નુકશાન થયું હશે. આવાં પ્રકાશન એ છાપનારને મળતા લાભની સામે કાગળ છપાઈ વાંચનારા કે ઉપયોગ કરનારાના સમયનો અપવ્યય અને તેના ઉપયોગની નિષ્ફળતાને લઇ થયેલી આર્થિક હાનિ એ બધાંનો વિચાર કરતાં કંપારી છુટે છે. કયો શ્લોક કર્યાં હોવો જોઇએ, કયો શ્લોક વિવાદાસ્પદ છે કે પાછળથી દાખલ થયો છે તેનો નિર્ણય પ્રાચીન હસ્તલિખિત પ્રતોના સંગ્રહ અને તુલના વિના બીજી રીતે થઇ શકતો નથી. આમાં તર્ક તરંગ કે પોતાની અંગત માન્યતાને વાંચનારા પર ઠસાવવાનો દુરાગ્રહ રાખવો એ તે પુસ્તકનો ઉપયોગ કરનારાને જાણી જોઇને કે અજાણતાં મોટી હાનિ અવળે-ખોટે માર્ગે દોરવા જેવું બને છે. જે સ્થિતિ શ્લોક સંખ્યા, શ્લોકોનાં સ્થાન વગેરેની છે તેજ પાઠભેદ માટે પણ છે. પાઠભેદોનો નિર્ણય કરવા માટે પણ મળે તેટલી પ્રાચીન હસ્તપ્રતો મેળવી તે સાથે તુલના કરી નિર્ણય પર આવવું ઘટે.

આપણા વિદ્વાનો ઘણી વખત પશ્ચિમના વિદ્વાનો ઉપર વધુ મદાર રાખે છે. પશ્ચિમના વિદ્વાનો પણ ઘણી બાબતમાં બે પક્ષમાં વહેંચાઈ જાય છે. પોતાની અંગત માન્યતાને અનુસરતા પશ્ચિમના વિદ્વાનોના મતને પ્રમાણભૂત સ્વીકારી પોતાની માન્યતા સાચી ઠરાવવા આપણા સંશોધકો વિશેષે કરી પ્રયત્ન કરે છે. તે વખતે આપણાજ પ્રાચીન વિદ્વાનોની માન્યતાને ગૌણ ગણી નાંખે છે તેનો દાખલો શ્રી ભગવદ્ ગીતાનો છે. શ્રી કૃષ્ણ અર્જુન વચ્ચે થયેલા સંવાદને વ્યાસ મહર્ષિએ મહાભારતની રચના વખતે શ્લોકબદ્ધ કરી ગીતા નામ આપી તેની રચનાને અંતે તેમણે પ્રતિજ્ઞા કરી ૭૪૫ શ્લોક સંખ્યા જણાવી છે, આ હકીકત મહાભારતની તથા ગીતાની પ્રાચીન હસ્તપ્રતો અને બીજાં અવાંતર પ્રમાણોથી સિદ્ધ થઈ ચુકી છે. તેમ ગીતામાંનાં સેંકડો પાઠભેદો પણ પ્રાચીન પ્રતો બતાવે છે. તે પ્રસંગ તથા સંદર્ભ પ્રમાણે યોગ્ય સાબીત થયેલ છે છતાં સેંકડો વર્ષથી જે ઘરેડ ચાલી આવે છે તે છોડવા દુરાગ્રહ રાખનારા કેટલાક વિદ્વાનો શ્રી આદિ શંકરાચાર્યે ૭૦૦ શ્લોક અને જે જાતના પાઠ સ્વીકાર્યા છે તેથી વધુ ગીતાના શ્લોક કે પાઠભેદ હોવા નહિ જોઇએ એમ નાકું પકડી બેઠેલા ઘણા ધાર્મિક માન્યતાને કે બીજાં કારણે પોતાનો હઠ છોડતા નથી. આ રીતે પ્રાચીન ગ્રન્થોનું સાચું સ્વરૂપ પ્રકાશમાં આવે છે તો પણ ઘણાઓ તેનો સ્વીકાર કરતા નથી. તે ભલે ગમે તેમ માને કે કરે પણ પ્રાચીન ગ્રન્થોનું સાચું સ્વરૂપ પ્રકાશમાં લાવવાનો સાચો માર્ગ પ્રાચીન હસ્તપ્રતો અને તે સાથે સંબંધ ધરાવતાં ઇતર પ્રમાણોજ છે.

આ લાંબી ચર્ચાને અંતે એ નિશ્ચિત-સિદ્ધ થાય છે કે મેઘદૂતમાં મહાકવિયે ૧૨૬ શ્લોક રચ્યા છે જે અમે આ પુસ્તકમાં છાપ્યા છે તેમાં પ્રાચીન પ્રતોમાં સ્વીકારેલો શ્લોકોનો ક્રમ, પાઠભેદ પરંપરાગત અને સાચાં છે. એમાં શંકાને સ્થાન નથી.

### મેઘદૂતનો સાચો ઇતિહાસ

મેઘદૂતની ઉત્પત્તિ કે તેના ઇતિહાસના સંબંધમાં જુદી જુદી વાતો પ્રચલિત છે. એક વાત એવી છે કે કુબેરનો નોકર યક્ષ હમેશાં વહેલી સવારે કુબેરને શંકરની પૂજા માટે ફુલ લાવી આપતો. એક દિવસ મોડું થયું અને તેનું કારણ તેની સ્રીમાં લંપટપણું હતું. એમ જાણવાથી કુબેરે તેને એક વર્ષ સુધી તેના વિયોગનો શાપ આપ્યો.

બીજી વાત એવી કહેવાય છે કે ફુલ લાવનાર યક્ષે સવારે વહેલું ન ઉઠી શકાય એમ માની સાંજે ફુલ લયાવી રાખેલાં ફુલ વહેલી સવારે કુબેરને પુજા માટે આપ્યાં. તે શંકર ઉપર ફુલ ચડાવવા ગયો ત્યારે સૂર્ય ઊગ્યો હતો એટલે ફુલ ઉઘડવાથી ભમરો નીકળી કુબેરને અંગોઠે કરડ્યો. તેથી આ ફુલ સાંજનાં ઉતારેલાં માની ક્રોધે ભરાઇ સ્ત્રી લંપટપણાને લીધે આ પ્રમાણે કરનાર યક્ષને ૧ વર્ષનો સ્ત્રીના વિયોગનો શાપ આપ્યો.

પહેલાં તો કુબેર યક્ષ અને તેની સ્ત્રી આ ખરેખર તેજ પાત્ર હોય અને તેને ઉદ્દેશીને કાવ્ય કર્યું હોય તો તે રચના પહેલાં કવિ કુબેરને અલકાપુરીમાં મળવા ગયા હોવા જોઇએ અને કુબેરે આ વાત તેને કરી હોવી જોઇએ કે જે આમ બન્યું છે, પણ તે સંભવિત નથી એટલે આ કાવ્ય રચવામાં કવિયે કુબેર યક્ષ અને તેની સ્ત્રીનાં ખોટાં પાત્રોનો આધાર લીધો છે એમ ઠરે છે. અને આ રીતે રચેલું કાવ્ય એ કલ્પનાના ઘોડા દોડાવી કરેલું ગણી શકાય. કાલિદાસનું કોઇપણ નાટક કે કાવ્ય કલ્પિત કે ખોટાં પાત્રો ઉપર રચાણું નથી. દરેક કાવ્ય તેણે પૌરાણિક કે ઐતિહાસિક સાચાં પાત્રોને આધારે રચ્યાં છે. બીજા પ્રાચીન કવિઓની પણ એ જ પદ્ધતિ રહી છે. કોઇપણ કલ્પિત ખોટાં ઉભાં કરેલાં પાત્રો સાથે રચેલાં ગદ્ય પદ્યાત્મક કાવ્ય નાટકાદિ પ્રજાનું આકર્ષણ નથી કરતાં કે પ્રજા પાર પાડવા ધારેલી સંસ્કારની ભાવના સફળ થાતી નથી, જેવું સાચી ઘટનાના કાવ્યાદિથી થાય છે. કવિઓ વિદ્વાનો પ્રજાના જીવનના ઘડનારા છે. તેઓ જાણે છે કે સાચી ઘટનાની કૃતિ જ પ્રજાનાં જીવનમાં ધારેલાં પરિણામ લાવી શકે છે આ દ્રષ્ટિએ જોતાં કાલિદાસ બનાવટી કૃત્રિમ પાત્રો ઉભાં કરીને આ કાવ્ય રચે જ નહિ. ખરી રીતે સાચા બનેલા અને તે વખતે જગપ્રસિદ્ધ થયેલા બનાવને માટે જ આ કાવ્ય રચ્યું છે, તેનો સાચો ઇતિહાસ નીચે મુજબ છે. કુબેર એ વિક્રમ રાજા છે. યક્ષ કવિ પોતે છે. યક્ષપત્ની પોતાની નવી પરણેલી સ્ત્રી છે. દૂત એ મેઘનાદ નામનો પોતાનો મિત્ર છે. કવિની ભૂલથી રાજાએ કરેલી હદપારની સજા ભોગવતા કવિયેં આ કાવ્ય રચી પોતાની સ્ત્રીને પહોંચાડવા પોતાના દુતને મોકલ્યો છે. અને એ રીતે આ કાવ્ય રાજાને પણ પહોંચ્યું છે. આનો ઇતિહાસ નીચે પ્રમાણે છે.

આ મેઘદૂત કાવ્યની રચનાના સંબંધમાં મારા ગુરૂ શ્રી કેવલરામ લીલાધર શાસ્ત્રીજી, તે વખતના કાઠીઆવાડના સંસ્કૃતના પ્રકાંડ વિદ્વાન રાજકોટવાળા શ્રી જીવણરામ શાસ્ત્રીજી અને મોરબીના શાસ્ત્રી શંકરલાલ શીઘ્ર ત્રણે કવિ વચ્ચે નીચેની મતલબની થયેલી વાતચીત મારા સાંભળવામાં આવેલી તે આજે ૫૦ વર્ષ પછી પ્રસિદ્ધ કરવાનો યોગ પ્રાપ્ત થયો છે.

આ ત્રણે વિદ્વાનો પ્રશ્નોરા નાગર જ્ઞાતિના બ્રાહ્મણ અને પરસ્પર સગપણમાં હતા. કોઇકોઇવાર એક બીજા રાજકોટ કે ગોંડલમાં મળતા ત્યારે શાસ્ત્રોની અને બીજી ઘણી ચર્ચાઓ થાતી. જીવણરામ શાસ્ત્રીજી શૃંગાર રસિક વિદ્વાન અને કવિ હતા. શીઘ્ર કવિ શંકરલાલ શાસ્ત્રીયે ઘણાં પુસ્તકો રચી પ્રસિદ્ધ કર્યાં છે અને ઘણા અપ્રકાશિત છે. જીવણરામ શાસ્ત્રી અપુત્ર ગુજરી ગયા પછી તેની સંપત્તિ કોને મળી તે ખબર નથી. કેવળરામ શાસ્ત્રીના પુત્ર હમણાં જ સ્વર્ગવાસી થયેલા દુર્ગાશંકરભાઈ ઝંડુ ફાર્મસીમાં કામ કાજને અંગે મુંબઇ જ રહેતા. એટલે તેમના પિતાનો ગ્રન્થ સંગ્રહ એમની પાસે મુંબઈ રાખતા, કે બીજે ક્યાંય

તે જાણવામાં નથી, શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વર શતાવધાની શીઘ્ર કવિ પણ બન્ને શાસ્ત્રીઓના સમકાલીન અને સગામાં હતા. તેમનો ગ્રન્થ સંગ્રહ મોરબીમાં શંકરાશ્રમમાં કે તેમના પુત્ર પાંસે હશે. આ શાસ્ત્રીઓના ગ્રન્થ સંગ્રહમાં કયાંક આહી આપેલું મેઘદૂતનું કથાનક હોવું જોઇએ.

કાલિદાસ એ સંવત પ્રવર્તક વિક્રમ રાજાની રાજસભાના રત્ન હતા. રાજા પોતે સંસ્કૃતના ઉત્તમ વિદ્વાન હતા. તેથી પંડિતોનું માન રાજા મહારાજાઓ કરતાં પણ વધુ રાખતા. વિદ્વાનોને ગામ ગરાસ આપી રાજા જેવા વૈભવથી સાચવતા. તે વખતના સામંત રાજાઓ પોતપોતાની રાજસભાના સંસ્કૃત પંડિતોને આવી જ રીતે સન્માનતા અને કયા રાજ્યનો આશ્રિત પંડિત કેટલો સમૃદ્ધિવાન છે, એના પર રાજાની વિદ્વત્તા સંબંધે પ્રજામત બંધાતો. પોતાનો રાજા સંસ્કૃતનો સારો વિદ્વાન હોય અને સંસ્કૃતના પંડિતોને માન સન્માનથી રાખતો હોય તે માટે પ્રજામાં ઉચું સ્થાન રહેતું.

વિક્રમ રાજાના સામ્રાજ્યમાં ઉજ્જયિની એ હિંદનું પાટનગર હતું. એમના તાબામાં ૮૦૦ સામંત (ખંડિયા) રાજાઓ હતા. ઉજ્જૈનમાં તે વખતે આખા ભરતખંડના રાજા મહારાજાઓની ૮૦૦ કોઠીયો હતી. દરેક રાજાને વરસમાં અમુક વખત રાજધાનીમાં હાજરી આપવી પડતી. તેઓ સમ્રાટના આનંદ પ્રમોદમાં ભાગ લેતા. રાજતંત્રમાં સલાહ આપતા. પરચક્રના આક્રમણ વખતે પોતપોતાનાં લશ્કર અને શાહી લશ્કર સાથે રહી શત્રુ સામે લડતા. એમ સમ્રાટને અને રાજતંત્રને અનેક રીતે સહાયભૂત થતા. દરેક રાજા મહારાજાને તેના રાજ્ય, સ્થાન અને કુલીનતા પ્રમાણે માનપાનથી સમ્રાટ રાખતા.

કાલિદાસ કવિની ૩૨ વર્ષની ઉમરે પોતાની પત્ની મૃત્યુ પામ્યા પછીં પોતે તેના પરના સ્નેહને લીધે એકાદ વર્ષ સુધી પરણ્યા નહી. તે અરસામાં વિંધ્ય પ્રદેશના રાજાની કુંવરી સંસ્કૃતની વિદુષી હતી અને કાલિદાસ પંડિતે તેને ભણાવેલ. તેથી કવિના સ્વભાવ, ગુણ, રસિકતા, વિદ્વત્તાથી તે પરિચિત હતી. કાલિદાસની પત્ની ગુજરી જાતાં તે કુંવરીયે કાલિદાસને પરણવાની પોતાની ઇચ્છા બતાવી અને બન્ને વચ્ચે વાત નક્કી થઇ. પણ વિંધ્યના રાજાયે એટલે કુંવરીના પિતાયે તે વાત સ્વીકારી નહી. વિક્રમ રાજા પણ વિંધ્ય નરેશ સાથે પોતાના બનેવી તરીકેના નજીકના સગપણમાં હોવાથી પોતાના સગાને પ્રસન્ન રાખવા માટે તથા અંદર ખાનેથી બ્રાહ્મણને પોતાની ભાણેજ દેવા કરતાં કોઈ મોટા રાજમાં દેવાની ઇચ્છા રાખતા તેથી તેણે કાલિદાસને સમજાવેલ. પણ કુંવરીયે પોતાનો નિર્ણય ફેરવ્યો નહી. જો આ લગ્ન કરવામાં ન આવે તો અનિષ્ઠ થવાની શંકા રાણીને થતાં પુત્રી પરના સ્નેહને વશ થયેલી તેની માતાયેં પોતાના પતિ વિંધ્ય નરેશને સમજાવી કાલિદાસ સાથે પુત્રીનાં લગ્ન કર્યાં.

કાલિદાસ કવિનો વૈભવ સમૃદ્ધિ અપૂર્વ હતી. જગન્નાથ કવિ સુધી આપણે જોશું તો તે વખતના રાજાઓ સંસ્કૃતના વિદ્વાનોને મોટા માન અને રાજવૈભવ જેવા ઠાઠથી રાખતા હતા. જગન્નાથ બાદશાહની દીકરી સાથે પરણેલા હતા. તે રાજા જેવા ઠાઠમાઠથી રહેતા. જગન્નાથ કવિ માટે **दिल्लीश्वरो वा जगदीश्वरो वा मनोरथान् पूरयितुं समर्थः ॥** દિલ્લીનો બાદશાહ અથવા ઇશ્વર જગન્નાથ કવિની અભિલાષાઓ પૂર્ણ કરવા સમર્થ છે" એવી કહેવત ચાલી આવે છે. કહે છે કે એક વખત જગન્નાથ કવિ જયપુર મહારાજાના મેમાન હતા. ત્યારે આમેરના જંગલમાં શિકારે નીકળ્યા. વિસામો ખાધો. ત્યાં જમ્યા પછી પાન

ખાવા માટે ચુનો સાથે લેતાં માણસ ભુલી ગયેલો. મહારાજાએ તુરત આજુ બાજુ માણસો દોડાવ્યાં પણ ચુનો આવતાં વાર લાગી એટલે કવિએ પોતે પહેરેલી અમૂલ્ય વીંટી પત્થર પર ઘસી ચુનાને બદલે પાન પર ચોપડી પાન ખાધું. જગન્નાથ કવિની અરધી ઘસેલી વીંટી આજે પણ જયપુર રાજ્યના તોષાખાનામાં છે એમ કહેવાય છે. આ રીતે થોડા સૈકા પહેલાના મુસલમાની બાદશાહી અમલ સુધી સંસ્કૃત વિદ્વાનોનાં માન અને વૈભવ રાજાઓ જેવાં હતાં, ત્યારે બે હજાર વર્ષ પહેલાંના રાષ્ટ્રભાષા સંસ્કૃતના સમયમાં સંસ્કૃત વિદ્વાનોનાં માન પ્રતિષ્ઠા મોભો અને વૈભવ કેવાં હશે તે કલ્પી શકાય છે.

મહાભારત અને પુરાણ કાળમાં બ્રાહ્મણ ક્ષત્રિયોના લગ્ન સંબંધ થતા હતા તે પ્રણાલી વિક્રમ રાજાના વખત પછી એક હજાર વર્ષ સુધી ચાલુ રહેલી. તેવા પ્રાચીન કાળના અને પછીના સમયના ઘણા દાખલા મળે છે. જ્ઞાતિ પેટા જ્ઞાતિ, અમુક પ્રકારનાં જ્ઞાતિબંધન, રૂઢી અને વાડા વધતા ગયા તેમ સમાજનું કે જ્ઞાતિનું હાલનું સ્વરૂપ આપણે જોઈએ છીએ.

વિક્રમ સંવત ૮ માં કાલિદાસે લગ્ન કર્યા પછી રાજકુંવરીમાં બહુ લુબ્ધ થવાથી રાજસભામાં જવાનું ઓછું કરી નાંખ્યું. વિદ્વાનોની અને પ્રધાનમંડળની સભામાં મોટી ગેરહાજરી સમ્રાટને ખટકવા લાગી, તેનું કારણ નવાં લગ્ન હતાં એ સમ્રાટ જાણતા હતા.

કાલિદાસ સંસ્કૃતના વિદ્વાન મહાકવિ ઉપરાંત સમ્રાટના અષ્ટ પ્રધાનોમાંના એક હતા. તે દાનાધ્યક્ષ અને પરરાષ્ટ્ર પ્રધાન પણ હતા. એટલે રાજતંત્રને લગતાં કામકાજમાં તેમણે હાજરી આપી પોતાના હોદ્દાનાં કામ તેણે કરવાનાં હતાં અને દેશપરદેશના વિદ્વાનોની યોગ્યતા પ્રમાણે સત્કાર કરવાનું કામ પણ તેનું હતું. પરંતુ કવિના કામમાં લગ્ન પછી ભારે શિથિલતા અને અવ્યવસ્થા જણાવા લાગી.

કવિની રાજસભાની ગેરહાજરીને લઇ ઘણાં અગત્યનાં કામ અટકી પડતાં અને તેમના ખાતાના કામમાં અવ્યવસ્થા વધવાથી સમ્રાટને દુઃખ થાતું. કવિને રાજસભામાંથી તથા પ્રધાનપદથી છુટા કરી નાખવાની ઇચ્છા થતી પણ કવિની વિદ્વત્તા સગપણ તથા પ્રભાવને લઈ કાંઇ કરી શકતા નહી. પણ કવિ પ્રત્યે મનમાં અનાદર વધવા લાગ્યો. એક વખત મગધ અને અંગ દેશના રાજાઓએ સમ્રાટ સામે બંડ કર્યું. તેને અંકુશમાં લેવાનું પરરાષ્ટ્ર પ્રધાન તરીકે કાલિદાસનું કામ હતું તેમાં તેણે ઓછું ધ્યાન આપ્યું. તે બંડને દાબી દેવા માટે રાજાને ખુદને કષ્ટ વેઠવું પડ્યું. તેજ અરસામાં રાજાના મોટા પુત્ર રાજકુમારનું મૃત્યુ થયું. કાલિદાસ કવિ પરરાષ્ટ્રપ્રધાન જ્યોતિષી અને વૈદ્ય પણ હતા. રાજકુમારના મંદવાડ દરમ્યાન રાજા પ્રત્યે કે રાજકુમાર પ્રત્યે બતાવવી જોઇતી ફરજમાં જબરી ખામી આવી. આ બધા સંજોગ ભેળા થતાં રાજાના ઘણા વખતના ધુંધવાતા રોષમાં વધારો થયો અને રાજાયે એકદમ ક્રોધાવેશમાં સંવત ૧૦ ના કાર્તક શુદી ૧૦ ને દિવસે એક વર્ષ માટે કાલિદાસને દેશપાર કરવાનો હુકમ કર્યો.

કવિને પોતાની ભુલ જણાણી. પણ વાત બગડી ગયા પછી રાજા પાંસે વિનય વિવેકથી ભુલ કબુલ કરી એ હુકમ રદ્દ કરાવવા માટે સ્વાભિમાની કવિયે કાંઇ પ્રયત્ન કર્યો નહિ. અને ઉજ્જૈન છોડી ચાલી નીકળ્યા. ત્યારે કવિનો કંઠપ્રાણ સરખો મેઘનાદ નામનો મિત્ર પણ કવિ ભેળો ચાલી નિકળ્યો. આ બનાવથી રાજમાં ભારે ક્ષોભ ફેલાઇ ગયો. તેમાં

કાલિદાસ રાજાના અંગત સગા હોવાથી રાજકુટુંબમાં પણ દુ:ખનું વાદળ છવાઇ ગયું. ધીમે ધીમે આખા ભરતખંડમાં આ વાત ફેલાઈ ગઈ. કવિએ પોતાની આજ્ઞા એકદમ માથે ચઢાવી લીધી એ વાતનું રાજાને ભારે આશ્ચર્ય થયું. રોશમાં હુકમ તો કરી નાંખ્યો પણ કવિયે ઘરબાર અને નવપરિણીત પત્નીને છોડી ચાલી નિકળ્યાના સમાચાર મળતાં રાજાને આશ્ચર્ય અને દુ:ખ થયું. કેટલાક માસ તો કોઇને એ જણાવા દીધું નહી. પ્રજામાં એવી ચર્ચા પણ ચાલી કે રાજાયે કવિને કઠોર શિક્ષા કરી છે, તેથી રાજાને દુ:ખમાં વધારો થયો. થયેલી શિક્ષા માટે કવિ પ્રાર્થના કરશે એટલે પોતે ઠપકો દઇને માફ કરશે. આમ રાજાએ માનેલું પરંતુ કવિ તો રાજાનો હુકમ માથે ચઢાવી તે જ ક્ષણે ઉજ્જૈનને પ્રણામ કરી ચાલતા થયા. કવિયે સ્ત્રીના મોહને ક્ષણભરમાં તજી દીધો એ વાતનો રાજાને અને પ્રજાને ભારે અચંબો થયો. અને કવિને હજારો ધન્યવાદ આપવા લાગ્યા. વિક્રમ રાજાયે કાલિદાસને દેશવટો આપ્યાના સમાચાર મળતાં ઘણા રાજા મહારાજાઓ કાલિદાસને એક વર્ષ પોતાને ત્યાં રાખવા ઈચ્છતા હતા. પણ કવિયે કહ્યું કે ધણી તો એક જ હોય. ગુનેગારને શિક્ષા કરવાનો એનો ધર્મ હતો અને તે ભોગવવાનો પોતાનો ધર્મ હતો. ટેકીલા કવિયે બીજા કોઇ પણ રાજાનો આશ્રય સ્વીકાર્યો નહિ અને આખું વર્ષ પર્યટન તથા યાત્રામાં ગાળવા નિર્ણય કર્યો. ઉજ્જૈન છોડયા પછી વેષ અને નામ પરિવર્તન કરી પોતે મિત્ર સાથે ભરતખંડના જુદા જુદા દેશમાં નિવાસ તથા યાત્રામાં સમય વ્યતીત કરવા લાગ્યા. તેઓ ઉજ્જૈનથી નિકળી કાશ્મીરમાં કેટલોક વખત રહી અમરનાથની અને હિમાલયમાં કૈલાસ માનસરોવરની યાત્રા કરી પછી ફરતા ફરતા નાસિક પંચવટીમાં આવ્યા ત્યારે દેશવટાના આઠેક મહિના વીતી ગયા હતા. જ્યારે ગ્રીષ્મઋતુ ઉતરી અસાડ માસ બેસતાં વર્ષા ઋતુનો પ્રારંભ થવાનો હતો. તે પોતાની સ્ત્રીના વિયોગનું પહેલું જ ચોમાસું હતું. કવિ રાજાનો સ્વભાવ જાણતા હતા, રાજાયે ક્રોધાવેશમાં હુકમ તો કર્યો પણ પોતાના વિના રાજાને પણ ચેન પડતું નહી હોય એ તેના ધ્યાનમાં હતું. પણ થયેલી શિક્ષા માફ કરવાની યાચના પોતે કરે એમ નહોતા, અને કવિની માગણી વિના શિક્ષા માફ કરવી એમાં રાજાને પોતાનો મોભો ગૌરવ ઓછું થતું લાગતું હતું.

પોતાની સ્ત્રીથી છુટા પડ્યા પછીનું પહેલું ચોમાસું કવિને અસહ્ય જણાયું. એ માનસિક વિરહ વિહ્વળ સ્થિતિમાં કવિયે અષાડ શુદી ૧ થી શરૂ કરેલું મેઘદૂત કાવ્ય ૧૦–૧૫ દિવસમાં પૂરૂં કર્યું. અન્યોક્તિરૂપના આ કાવ્યનીરચનાનું પરિણામ કવિ પોતાની ધારણા પ્રમાણે થવાનું માનતા હતા. કવિની પોતાનું કાર્ય સફળ કરાવવાની આ કુશળતા અને વિચક્ષણમતા હતી. આ કાવ્ય રચી પોતાના મિત્ર મેઘનાદ સાથે રવાના કર્યું. તે પંદરક દિવસમાં પંચવટીથી ઉજ્જૈન પહોંચ્યો. તેણે કવિની સ્ત્રીને એ કાવ્ય પત્ર સાથે આપ્યું. તેણીયે તે વાંચી રાજાને મોકલી આપ્યું. રાજા ખુશ ખુશ થઈ ગયા રાજા ઇચ્છતા હતા કે શિક્ષા માફ કરવાની માગણી કવિ કરે તે આ કાવ્યમાં **याञ्चा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा** આ વાક્યથી પરોક્ષ રીતે માગણી કવિએ કરી પોતાના સમ્રાટનું માન રાખ્યું અને રાજાને ગુણવાળો કહ્યો. બાકીની શિક્ષા માફ કરવાની આજ્ઞા જાહેર કરી, કાલિદાસને તુરત જ હાથી ઘોડા પાલખી લશ્કર મોકલી માનપાન અને ધામધૂમથી ઉજ્જૈન તેડાવ્યા.

કવિયે અન્યોક્તિથી પોતાની સ્ત્રીના વિરહનું જે શૃંગાર કરૂણારસ મિશ્રિત સ્વરૂપ કાવ્ય કરેલું તેમાં કવિની અલૌકિક શક્તિ ઉપરાંત પોતાને દેશવટો આપનાર રાજા માટે એક પણ કડવો શબ્દ બોલેલ નથી. ઉલટું પોતા પર રાજાના હુકમથી આવેલા દુ:ખને માટે પોતાના પ્રારબ્ધનો દોષ દીધો છે. વિશેષમાં પોતાના રાજાને કુબેર સાથે અને રાજધાની ઉજ્જૈનને અલકાપુરી સાથે સરખાવી છે. પોતાના રાજાને દેવકોટીમાં મુકી દીધો છે. કવિના મનની આ મોટાઇ જેવી તેવી નથી. મોટે ભાગે કોઇપણ માણસ ગફલતી બેદરકારી કે પોતાનો વાંક જોતો નથી પોતે ગુનેગાર છતાં પોતે પોતાને નિર્દોષ માની પોતાને ખોટી રીતે દંડયો છે એમ જ માને છે. આ એક મનુષ્ય સ્વભાવ છે. આવું માનસ હાલમાં અને ખાસ કરી સંસ્કૃત નહી ભણેલા કે આર્યશાસ્ત્રોનો અભ્યાસ નહિ કરનારાઓમાં વિશેષે કરી જોવામાં આવે છે. સંસ્કૃતના વિદ્વાનો ગુણગ્રાહી હોય છે. તેઓ પોતાની ભુલ કે પ્રજ્ઞાપરાધનો સ્વીકાર કરી તેનું પરિણામ ભોગવવા તૈયાર હોય છે, અને તે માટે પોતાના ભાગ્યને જ દોષ આપે છે.

ઉપર જણાવેલા ત્રણે વિદ્વાનોની પરસ્પરની વાતચીત પ્રસંગે સાંભળેલા મેઘદૂતના આ ઇતિહાસની ઘટના ૫૦ વર્ષ પહેલાંની છે. મેઘદૂતને લગતો પ્રસંગ આજ સુધીમાં કોઇવાર ઉપસ્થિત થયેલ નહિ. એટલે આ વાત પ્રસિદ્ધ કરવાનો યોગ આવ્યો નહોતો. એ ત્રણે સ્વર્ગસ્થ વિદ્વાનોના વંશજો આપ્તજનો કે લાગતા વળગતા પાંસે કોઇના ગ્રન્થ સંગ્રહમાં આ ઇતિહાસને લગતી નોંધ હોય તો તેની તપાસ કરવા અને મળી આવે તો મને જાણ કરવા વિનતિ છે. જો તેવી નોંધ મળી આવશે તો મેઘદૂતના પ્રાચીન ઇતિહાસ પર ભારે પ્રકાશ પડશે અને તે બાબત કાઠીઆવાડ માટે અને સ્વર્ગસ્થ વિદ્વાનો માટે ગૌરવ લેવા જેવી ગણાશે.

આ રીતે લગભગ અરધી સદી પહેલાંની વાતને આધારે મારી સ્મરણશક્તિમાં હતી તે હકીકત આહી રજુ કરી છે.



# મેઘદૂતમાં આવેલાં
## દૃષ્ટાંત અને ઉપમાઓ

આ કાવ્યમાં જે જે પ્રસંગો દૃષ્ટાંત કે ઉપમા રૂપે આપ્યા છે. તેને લગતી હકીકત કે ઈતિહાસ દરેકના જાણવામાં કે ખ્યાલમાં પૂરેપૂરો ન હોય એ સંભવિત છે, તેમાં પણ વિદેશીઓ કે મહાભારત રામાયણ પુરાણોનું વાંચન કર્યું ન હોય તેવાઓ કે વિદ્યાર્થીઓ વગેરે તો ઘણે ભાગે, આમાં વર્ણવેલા ઈતિહાસથી અજાણ્યા જ હોય છે, તેથી જે જે શ્લોકમાં તેવા પ્રસંગો આવ્યા છે તેની ટુંકી હકીકત નીચે પ્રમાણે આપેલ છે. મેઘદૂત વાંચનારાઓને આ મનોહર રસિક અને ઉપયોગી લાગશે એમ માનું છું.

### શ્લોક ૧ કશ્ચિત્કાન્તા

આમાં કવિ યક્ષને પાત્ર સ્થાપી તેને કુબેરે આપેલા એક વરસના દેશવટાને લીધે વર્ષા ઋતુને સમયે તેની સ્ત્રીનો વિયોગ સહન ન થતાં આકાશમાં રહેલા મેઘની સાથે સંદેશો મોકલે છે. આવું રૂપક બાંધીને કવિએ આખું કાવ્ય રચ્યું છે. આ કાવ્યરચનાનું મૂળ કારણ કવિ પોતે જ છે. વિક્રમ રાજાના વાંકમાં આવવાથી મહાકવિ કાલિદાસને પોતાને એક વરસની દેશવટાની સજા થયેલી, એ વાતને આઠ મહિના વીતી ગયા, પછી પોતે તીર્થયાત્રા કરતા રામગિરિ પર્વતમાંના આશ્રમોમાં આવ્યા. તે વખતે વર્ષા ઋતુનો સમય હોવાથી વિયોગજન્ય ઉદ્‌ગારો સાથેનું પોતાની સ્ત્રી ઉપરના સંદેશા રૂપે આ કાવ્ય રચી મેઘનાદ નામના પોતાના મિત્ર સાથે ઉજ્જૈન મોકલ્યું છે. તે વિક્રમ રાજાના વાંચવામાં આવતાં ખુશી થઈ બાકીના ચાર મહિનાની શિક્ષા માફ કરી કવિને માન સાથે તેડાવી એમની સ્ત્રી સાથે જોડ્યા છે. આને લગતી વિગતવાર હકીકત અમે પ્રસ્તાવનામાં આપી છે.

**रामगिर्याश्रमेषु** અયોધ્યાના સૂર્યવંશી રાજા દશરથ આખા ભરતખંડના ચક્રવર્તી સમ્રાટ્ હતા. તેને રામ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન ચાર દિકરા હતા. તેમાં ભરત શત્રુઘ્ન કૈકેયીના, રામ કૌશલ્યાના અને લક્ષ્મણ સુમિત્રાના દિકરા હતા. રામાયણ વગેરે શાસ્ત્રો પ્રમાણે રામ વિષ્ણુનો અવતાર અને સીતા લક્ષ્મીનો અવતાર હતાં. સીતા બિહારના રાજા જનક રાજાની પુત્રી હતાં. પોતાની સ્ત્રી કૈકેયીને યુદ્ધ વખતે પોતાનો જીવ બચાવવાના બદલામાં આપેલાં બે વચન પ્રમાણે દશરથ રાજાયેં પોતાના મોટા પુત્ર રામને ૧૪ વરસનો વનવાસ અને કૈકેયીના પુત્ર ભરતને રાજ્ય આપવાનું સ્વીકાર્યું. પરંતુ ભરતે રામ પ્રત્યેની અનન્ય ભક્તિને લીધે તથા મોટો ભાઈ ગાદીવારસ ગણાય એ વંશપરંપરાથી ચાલતી આવતી મર્યાદાને અનુસરી ગાદી સ્વીકારી નહિ. દશરથ રાજાનો રામ ઉપર અનહદ પ્રેમ હતો. રામ પોતાની પત્ની સીતા અને ભાઈ લક્ષ્મણ સાથે વનમાં ગયા. ત્યાંથી ગંગા કિનારો ઊતરી નજીકમાં ભરદ્વાજ મુનિને આશ્રમે (પ્રયાગ) થઈ ચિત્રકૂટ પર્વત ઉપર જઈ રહ્યા. રામના વિયોગથી દશરથ રાજા મૃત્યુ પામ્યા. કેકય દેશમાં મોસાળે ગયેલા ભરત ૧૫ દિવસે આવ્યા ત્યાંસુધી દશરથ રાજાનું શબ વૈદ્યોયે ઔષધીય દ્રવ્યોથી તૈયાર કરેલ તેલની કોઠીમાં સાંચવી રાખ્યું. ભરતે ઉત્તરક્રિયા કરી રામને

ચિત્રકૂટ પર્વત ઉપર રાજમાતાઓ પ્રધાનો અને હજારો પ્રજાજનો સાથે પાછા લઇ આવવા ગયા, પરંતુ પિતાનું વચન પાળવાનો રામે આગ્રહ રાખી પોતે ૧૪ વર્ષ વનવાસ પુરો થયે આવીને રાજ સંભાળશે, ત્યાંસુધી રાજ્યની સંભાળ ભરત રાખે એમ નક્કી કરી સૌને વિદાય કર્યા. પિતાનો શોક, ભરતની ભક્તિ, માતાઓનું વૈધવ્ય, પ્રજાની પ્રીતિ વગેરે સંભારતા દુઃખ અને શોકમાં એકાદ બે મહિના ચિત્રકૂટમાં ગાળી ત્યાંથી રામ વગેરે ચાલી નિકળ્યાં. દક્ષિણ તરફ અત્રિ ઋષિના આશ્રમે થઇ એક વરસ રસ્તામાં ગાળી નાસિક આવ્યા. ત્યાં પંચવટી નામના સ્થાનમાં આશ્રમ બનાવી બાર વર્ષ સુધી રહ્યા. આ સ્થાનની આજુબાજુના પર્વતો રામગિરિને નામે ઓળખાય છે અને ત્યાં સીતા બાર વરસ સુધી જુદા જુદા નદી, તળાવડી, કુંડ ઝરણાં ધૂના વગેરેમાં નાહ્યાં ધોયાં અને એ જળનો ઉપયોગ કર્યો તેથી તે પાણી પવિત્ર ગણાય છે. વનવાસને ૧૩ વરસ પૂરાં થયાં તે અરસામાં લંકાનો રાજા રાવણ સીતાને ઉપાડી ગયો. તેથી રામને ઘણું દુઃખ થયું. ત્યારપછી કિષ્કિંધાના રાજા સુગ્રીવ અને તેના પ્રધાનો હનૂમાન વગેરેની મદદથી રામે લંકા ઉપર સવારી કરી દક્ષિણ સમુદ્રને કાંઠે રામેશ્વરની સ્થાપના કરી ત્યાંથી દરિયા ઉપર પાળ બાંવી વાંદરા અને રીંછ વગેરેનું મોટું લશ્કર લંકામાં ઉતારી રાવણનો તેના પરિવાર સાથે નાશ કર્યો. અને રાવણના ભાઇ વિભીષણને લંકાનું રાજ્ય આપ્યું અને પોતે ત્યાંથી પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યા આવ્યા રાજ સંભાળ્યું. ભરતખંડમાં રામનું રાજ્ય એ આખા જગતમાં આદર્શ રાજ્ય ગણાયું. રામચંદ્રના જીવનચરિત્રનો રસિક ઇતિહાસ વાલ્મીકી ઋષિએ રચેલી ૨૪૦૦૦ ચોવિશ હજાર શ્લોકની વાલ્મિકી રામાયણમાં છે.

રામાયણ પછી થયેલાં બધાં પુરાણો મહાભારત વગેરે શાસ્ત્રોમાં પણ રામચંદ્રની કથાનો સારાંશ આપેલ છે તથા રામરાજ્યને ઘણું વખાણ્યું છે. મહાભારતની લડાઇમાં પુત્રો પૌત્રો સગાંસંબંધીઓ સર્વેનો ભયંકર નાશ થઇ જવાથી યુધિષ્ઠિર રાજાને ઘણું દુઃખ થયું અને મળેલું ચક્રવર્તી રાજ્ય ઝેર જેવું લાગ્યું. તેઓ દુઃખ શોકથી તપેલા દીન વિહ્વળ શૂન્ય રહેવા લાગ્યા. ત્યારે અર્જુનની પ્રાર્થનાથી શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને આ સંસારની મરણ ધર્મવાળી દશાનો ઉપદેશ કરતાં પૂર્વકાળમાં થઇ ગયેલા ૧૬ રાજાઓનાં દ્રષ્ટાંત સાથે રામરાજ્યનું ટુંકું વર્ણન કરતાં કહે છે કે[1] "હે મહારાજા યુધિષ્ઠિર, દશરથના પુત્ર રામ એ પ્રજાને પોતાના સગા દિકરા જેવા સ્નેહથી રાખતા હતા. રામના રાજ્યમાં સ્ત્રીઓ વિધવા અનાથ દુઃખી કે નિરાધાર થતી નહોતી. હંમેશાં રામ પિતાની પેઠે રાજ્ય ચલાવતા હતા. રામના રાજ્યમાં વરસાદ જોઇએ તેવો વરસતો, જોઇએ તેટલાં ધાન્ય ઉત્પન્ન થતાં. ક્યારે પણ દુકાળ પડતો નહિ. મનુષ્યો પાણીમાં બુડી મરતાં નહિ. લાઇ લાગતી નહિ. કોઇપણ પ્રજાજન બીમાર પડતો નહિ. સ્ત્રીઓ અને પુરૂષો એક એક હજાર વર્ષ સુધી નીરોગી પણે અને બધી જાતનાં સુખ સાથે જીવતાં. કોઇને પરસ્પર કલેશ કજીયા મારામારી થતી નહિ. સ્ત્રીઓ નિર્ભય હતી. પ્રજા વેદધર્મને અનુસરતી ધર્મપરાયણ રહેતી. મનુષ્યો સંતોષી ઐશ્વર્ય ધનધન્યાદિ સમૃદ્ધિવાળાં નિર્ભય

---

[1] મહાભારત શાંતિ પર્વ અધ્યાય ૨૯મો શ્લોક ૫૧ થી ૬૨

સ્વતંત્ર સત્યવાદી હતાં. વૃક્ષો પણ હંમેશાં ફળ ફુલ આપતાં. ગાયો ઘડા મોઢે દુધ આપતી. રામે દશ અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. આ રીતે રામે અગ્યાર હજાર વર્ષ રાજ્ય કર્યું. એ અયોધ્યાના રાજા અને ભરતખંડના સમ્રાટ એવા રામ પણ મરી ગયા. માટે હે યુધિષ્ઠિર પુત્રોનો શોક કરો નહિ." આ રીતે રામચંદ્ર આદર્શ રાજા થઇ ગયા છે, તેના વસવાટના સ્થાન પંચવટીનો આંહી ઉલ્લેખ છે.

મલ્લિનાથ વગેરે ટીકાકારોએ યક્ષના વિરહનું સ્થાન ચિત્રકૂટ પર્વત ગણ્યો છે. અને ત્યાંથી ઉત્તર દિશાએ અલકાપુરીમાં સંદેશો મોકલવા રૂપે આ કાવ્ય રચ્યાનું કહ્યું છે પણ તે ખોટું છે. ચિત્રકૂટ પર્વત ઉપર રામને સિતાનો વિયોગ થયો ન હતો. તેમ રામ ત્યાં માત્ર એક બે મહિના રહ્યા હતા. કોઇ નાગપુર પાસેના રામટેક નામના સ્થાનને રામગિરિ કહે છે તે બરાબર નથી, એમ તો ભરતખંડમાં રામના નામ સાથે સંકળાયેલ પર્વતો કે ટેકરીઓ ઘણાં મળી આવશે પણ આહીં તો પંચવટી અને તેને લગતાં પર્વતોનો જ ઉલ્લેખ કવિયે કર્યો છે. તેમ કવિએ રામગિરિ પર્વત ઉપરથી અલકાપુરી સુધી સંદેશો લઇ જવા માટે જે ઉત્તર દિશાનો માર્ગ બતાવ્યો છે તેમાં જે જે દેશો સ્થાનો આવે છે તેમાંનાં ઘણાં ચિત્રકૂટથી ઉત્તર દિશામાં નથી કે ચિત્રકૂટથી ઉત્તરે જાતાં રસ્તામાં આવતાં નથી. ખરી રીતે યક્ષે બતાવેલો માર્ગ ઉત્તરનો છે. પંચવટીથી અલકાપુરી સુધીનો રસ્તો જોતાં મેઘદૂતમાં વર્ણવેલા ભૌગોલિક સ્થાન પ્રદેશ પર્વત નદી નગરો વિગેરે સુસંગત રીતે આવે છે.

વળી નાસિક નજીક પંચવટીમાં રામ બાર વરસ સુધી રહેલ હોવાથી તેની આજુબાજુના પર્વતો રામગિરિ નામે ઓળખાય છે. ત્યાંનાં નદી નાળાં કુંડો ઝરણાં ધુના વગેરે સીતાના નામથી ઓળખાય છે. શ્લોક ૧૨ માં લખ્યું છે કે આ રામગિરિ પર્વતની તળેટીયો અને આજુબાજુનાં પ્રદેશ રામચંદ્રના ચરણથી અંકિત છે અર્થાત આ પ્રદેશના પ્રત્યેક નાના મોટા ભાગમાં રામચંદ્ર ફર્યા છે. આ વસ્તુ રામચંદ્રનો વર્ષોનો વસવાટ સૂચવે છે. ચિત્રકૂટમાં માત્ર એકાદ બે મહિના રહી રવાના થયા છે. ત્યાંના વસવાટ દરમ્યાન એમને અયોધ્યાનો, પિતાનો, માતાનો વિયોગ, રાજ્યારોહણને બદલે વનવાસ, પિતાના મૃત્યુના સમાચાર અને વિધવા માતાઓનો મેળાપ વગેરે બનાવોને લઇ દુઃખ આઘાતમાં જ બે મહીના નીકળી ગયા હતા. જ્યારે પંચવટીમાં ૧૨ વર્ષ જેટલો વસવાટ થવાથી ત્યાંના પ્રત્યેક પ્રદેશમાં હર્યા ફર્યા હતા. જેમ યક્ષને કે કવિને પત્નીનો વિયોગ થયો તેમ રામને સીતાનો વિયોગ પંચવટીમાં થયો હતો. તેમ પંચવટીનાં નદી નાળાં ઝરણાં કુંડ વગેરેમાં સીતા હમેશાં નહાતાં તેથી પવિત્ર થયાં હતાં તેવું ચિત્રકૂટ ઉપર બન્યું નથી. યક્ષે અથવા કવિયે આ સંદેશો પંચવટીના નિવાસ દરમ્યાન પોતાને ઘેર મોકલ્યો હતો. આ રીતે મલ્લિનાથની અને બીજા અર્વાચીનોની ચિત્રકૂટની કે બીજા પ્રદેશની માન્યતા ખોટી છે.

## શ્લોક ૨ તસ્મિન્નદ્રૌ

આ સંદેશો અષાઢ શુદી ૧ ને દિવસે મોકલ્યો હતો. એટલે વિક્રમ સંવતના પહેલા અર્થાત કારતક માસમાં તેને હદપાર કર્યા છે. કારણ ૧૧૮મા શ્લોકમાં કહ્યા પ્રમાણે આ હદપારીની ૧ વર્ષની મુદ્દત કારતક શુદ ૧૨ને દિવસે પૂરી થાય છે અને ચારેક મહિના હવે બાકી છે એમ જણાવે છે. એટલે આ કાવ્ય રચ્યું ત્યારે વિક્રમ સંવત ચાલુ હતો એ સિદ્ધ છે.

## श्लोक ६ जातं वंशे

ઇંદ્ર એ સ્વર્ગનો અને મેઘનો રાજા છે તે વરસાદ વરસાવે છે વરસાદ વાદળાં તેને આધીન છે. બ્રહ્માયે વિવિધ સૃષ્ટિ ઉત્પન્ન કરી ત્યારે મેઘ પણ પુષ્કરાવર્ત રાજાના વંશમાં ઉત્પન્ન થયેલ છે. બ્રહ્માંડ પુરાણમાં લખ્યું છે ભયંકર વરસાદ વરસાવનારા મેઘ પુષ્કરાવર્ત કહેવાય છે. પૃથ્વી પર ઉથલપાથલ કરી નાખવું હોય ત્યારે મુશળધાર વરસાદ એ મેઘ વરસાવે છે.

## श्लोक ७ संतप्तानां

આ શ્લોકમાં મેઘ કહે છે કે હે પયોદ મેઘ, વિરહાગ્નિથી તપેલાં મનુષ્યોને શરણરૂપ તું છો. માટે ધનપતિના ક્રોધથી સ્ત્રી વિયોગી થયેલા એવા મારો સંદેશો મારી પ્રિયાને પહોંચાડજે. જ્યાં યક્ષેશ્વરોની વસતિ છે અને નગરની બહારના બગીચામાં શંકરને મસ્તકે રહેલી ચંદ્રિકા (ચંદ્રની જ્યોત્સ્ના ચાંદની)થી જે નગરીની હવેલીઓ (અનેક માળવામાં મકાનો સફેદ થઇ ગયાં છે તે અલકા નગરીમાં તારે જાવું છે આ પ્રમાણે મેઘને કહે છે.

બીજી રીતે પોતાના દૂતને કહે છે કે હે પયોદ હે શાંતિ આપનારા દૂત, વિરહાગ્નિથી તપેલાને તારો જ આધાર છે કારણ દૂત મારફત જ પ્રિયાને સંદેશો મોકલી શાંતિ મેળવી શકાય છે. ધનપતિ અનેક પ્રકારનાં ધન ઐશ્વર્ય સમૃદ્ધિના પતિ એવા અને ઐશ્વર્ય સમૃદ્ધિમાં ધનપતિ જે કુબેર તેની બરાબરી કરતા એવા વિક્રમ રાજાના ક્રોધને લઇ પ્રિયાથી છુટા પડેલા એવા મારો સંદેશો મારી પ્રિયાને પહોંચાડય.

**यक्ष्यंते पूज्यन्ते इति यक्षाः तेषां मध्ये ईश्वराः समर्थाः विद्वांसः धनाढ्याः तेषां वसतिः** પ્રજાયે પૂજાતા એવા વિદ્વાનો અને ધનાઢ્યો જ્યાં રહે છે તે અલકાપુરીની બરોબરી કરતી એવી ઉજ્જયિની નગરીમાં તારે જાવાનું છે. બહારના બગીચામાં રહેલા એવા મહાકાળ મહાદેવના મસ્તકમાં રહેલી ચંદ્રિકા–ચંદ્ર જ્યોત્સ્ના–ચંદ્રિકાથી એ ઉજ્જયિની નગરીની વિશાળ હવેલીઓ સફેદ રંગની શોભાવાળી દેખાય છે. આ રીતે કવિ યક્ષની આડમાં પોતે પોતાની સ્ત્રીને ઉજ્જયિનીમાં સંદેશો મોકલે છે.

આ કાવ્યના ૭૫મા શ્લોકમાં પણ કવિ આ જ નીચે પ્રમાણે હકીકત લખે છે.

**नित्यज्योत्स्नाप्रतिहततमोवृत्तिरम्याः प्रदोषाः** " શંકરના મસ્તકમાં રહેલા ચંદ્રની હમેશાં પ્રકાશતી ચંદ્રિકાથી દૂર થયેલ છે અંધારાનું આવાગમન જેમાં એવી રાત્રિયો ત્યાં છે. અર્થાત ત્યાં શંકર હમેશાં રહેતા હોવાથી રાત્રિનાં અંધારાને રહેવાને સ્થાન નથી." એ જ રીતે મહાકાળ મહાદેવને માટે મહાકવિયે રઘુવંશના છઠ્ઠા સર્ગમાં ઇંદુમતીના સ્વયંવર વખતે ઉજ્જયિનીના રાજાનું વર્ણન કરતાં લખ્યું છે કે

**असौ महाकालनिकेतनस्य वसन्नदूरे किल चन्द्रमौलेः ॥**
**तमिस्रपक्षेपि सह प्रियाभिर्ज्योत्स्नावतो निर्विशति प्रदोषान् ॥३४॥**

"આ ઉજ્જયિનીનો રાજા મહાકાળ મહાદેવના સ્થાન નજીક રહે છે તેથી અંધારિયામાં પણ પોતાની પ્રિયાઓ સાથે મહાદેવના મુગટમાં રહેલા ચંદ્રની જ્યોત્સ્ના–ચાંદનીથી પ્રકાશિત થયેલી રાત્રિયોમાં વિહાર કરે છે" મેઘદૂતના ૭મા શ્લોકમાં **बाह्योद्यान** શંકરનું નિવાસ સ્થાન

**हरशिरश्चन्द्रिका** શંકરના મસ્તકમાં રહેલા ચંદ્રની ચંદ્રિકા વર્ણવેલ છે તેમ જ ૭૫ મા શ્લોકમાં **ज्योत्स्ना** ચાંદની, **तमः** અંધકાર **प्रदोषाः** રાત્રિઓનું વર્ણન છે એ જ શબ્દો રઘુવંશમાં **चंद्रमौलेः निकेतन** શંકરનું સ્થાન **तमिस्रपक्ष** અંધારિયું **प्रदोषा** રાત્રિઓ લખેલ છે. આ બધાથી સિદ્ધ થાય છે કે આ ૭ મા શ્લોકમાં અન્યોક્તિથી ઉજ્જયિનીને ઉદ્દેશીને જ લખ્યું છે. અને પોતાની સ્ત્રીને જ કવિયે સંદેશો મોકલ્યો છે.

## श्लोक १२ आपृच्छस्व

શ્રી રામચંદ્રના હરવા ફરવાથી આ રામગિરિ પર્વતની નાની મોટી ટેકરીઓ તળેટીઓ પવિત્ર થઇ છે એમ લખે છે. **मेखलासु** આ પ્રમાણે બહુવચનથી પર્વતની ઘણી તળેટીઓ ઘણા તટ પ્રદેશ અને પર્વતના ચારે કોરના ભાગોમાં રામચંદ્ર ફર્યા હતા એમ કહે છે આ પ્રમાણે ચિત્રકૂટમાં બન્યું નહોતું ત્યાં તો શોકમગ્ન દશામાં થોડા દિવસ રહી ચાલી નીકળ્યા હતા. અને નાસિક પંચવટીમાં જ ૧૨ વર્ષ સુધી રહી ત્યાંનાં અનેક નાના મોટા પર્વતો અને જંગલો નદિ નાળાં પ્રદેશોમાં શાંતિથી રામ લક્ષ્મણ સીતા ત્રણે રહ્યાં હતાં ફર્યા હતાં. તેથી એ બધો પ્રદેશ આજે પણ પવિત્ર ગણાય છે. આ શ્લોકથી પણ ચિત્રકૂટ વગેરેનું સ્થાન ખોટું ઠરે છે; અને પંચવટીને પુષ્ટિ મળે છે.

## श्लोक १४ अद्रेः शृंगं

"પવને ઉડાડી દીધેલું શું આ પર્વતનું શિખર હશે એમ આશ્ચર્યથી ઉંચાં મુખ વાળી સિદ્ધોની સ્ત્રીઓ તુને ચકર વકર નજરે જોશે. તેથી વધેલા ઉમંગવાળો તું, માર્ગમાં દિક્પાળોની જાડી સુંઢ્યુંના સંસર્ગને તજતો, રસભરેલા **निचुल** નેતરનાં નળીનાં ઝાડવાળા આ પર્વત ઉપરથી ઉતરાદો ઉડજે"

આવો આ શ્લોકનો ભાવાર્થ છે

આહી બીજા અર્થમાં મલ્લિનાથ અને તેને અનુસરતા કેટલાક વિદ્વાનો **निचुल** નામના કાલિદાસના મિત્રનો અને **दिङ्नागानां** એ દિઙ્નાગ નામના બૌદ્ધ આચાર્યનો ઉલ્લેખ કવિ કરે છે એમ કહે છે. આ વાત અસંબદ્ધ અને અનુચિત છે. સંદેશા રૂપે રચેલા આ કાવ્યથી પોતાના પ્રતિસ્પર્ધી સનાતન વેદધર્મવિરોધી બૌદ્ધ વિદ્વાનને શું અસર થવાની હતી? શું આ કાવ્ય પોતે અલૌકિક રચનાવાળું રચ્યું છે એમ કહેવાથી બૌદ્ધ આચાર્યનો ગર્વ ઉતરી જવાનો હતો? આવાં કે આથી ઉત્તમ કાવ્યો કરવાની શક્તિ એ કાલિદાસના પ્રતિસ્પર્ધિઓ પણ ધરાવતા હતા. એટલે આ કાવ્ય તેઓને બતાવવાથી તે પોતાના હથીયાર હેઠા મુકી કાલિદાસને શરણે આવી જવાના નહોતા. તેમ જ કાલિદાસનું આ કાવ્ય તેના દૂતે દિઙ્નાગ પાસે રજુ કરવાથી કાલિદાસની મહત્તા સ્વીકારવાના નહોતા કે આ કાવ્યથી તેઓના ગર્વનું કે સિદ્ધાંતનું ખંડન થઈ જાતું નથી. એટલે દિઙ્નાગ આચાર્યને આ કાવ્ય બતાવી એનો ગર્વ ઉતારવાનું કાલિદાસ કહે જ નહી. આગળ ઉપર પરોક્ષ રીતે આ કાવ્ય દિઙ્નાગના વાંચવા જોવામાં આવે તો આ કાવ્યની પ્રશંસા કરે એ જુદી વાત છે પણ કાલિદાસ સામા ચાલીને પોતાના દૂતને સૂચના કરે કે આ કાવ્ય બતાવી દિઙ્નાગનો ગર્વ ઉતારતો જાજે આ વાત તદ્દન અસંબદ્ધ છે.

આ સંબંધે મલ્લિનાથ નીચે પ્રમાણે લખે છે કે

**"આહીં બીજો પણ અર્થ નિકળે છે. રસિક નિચુલ નામનો મહાકવિ કાલિદાસનો સહાધ્યાયી મિત્ર હતો. તે વિરોધીઓએ કાલિદાસની રચનામાં ભુલો બતાવી હોય તેનું નિવારણ કરતો. એ જ્યાં વસે છે ત્યાંથી ઉન્નત મુખવાળો થઈને તથા કાલિદાસના પ્રતિપક્ષી સમોવડીયા દિઙ્નાગાચાર્યના હસ્ત વિન્યાસ વગેરે જે દૂષણો તેનો પ્રતિકાર કરતો अद्रेः अद्रिकल्पस्य दिङ्नागाचार्यस्य शृंगं-प्रधान्यं પર્વત જેવા જબરજસ્ત એવા દિઙ્નાગાચાર્યના પ્રાધાન્યને હરણ કરતો આગળ ચાલજે".**

આવો ઢંગ ધડા વિનાનો અર્થ મલ્લિનાથે કરીને પોતાની મશ્કરી જ કરાવી છે. નિચુલ નામનો પંડિત ભોજ રાજાના વખતમાં થઈ ગયો છે. તેમ જ ભોજ રાજાના વખતમાં બીજો કાલિદાસ પંડિત પણ થયેલ છે. છતાં માનો કે વિક્રમના કાલિદાસના વખતમાં પણ બીજો નિચુલ થયો હોય તેથી તેને આ કાવ્ય બતાવતો જાજે એવી બડાઈ કાલિદાસ મારે જ નહિ. છતાં માનો કે નિચુલ નામના પોતાના મિત્રનું સ્થાન રસ્તામાં આવતું હોય તો બતાવતું જવાનું કહે એ બનવાજોગ છે પણ આંહી તો **सरसनिचुलात् अस्मात् स्थानात्** આ "રીતે રસ ભરેલા નેતરનાં કે નળીનાં ઝાડ જ્યાં ઉગ્યાં છે એવા આ રામગિરિ પર્વતના સ્થાનથી ઉતરાદો ઉડજે." આમ લખ્યું છે અર્થાત **सरसनिचुलात्** એ રામગિરિ પર્વતનું અર્થાત યક્ષ જ્યાં સંદેશો આપે છે તે પર્વતના શિખરનું વિશેષણ છે. આ જોતાં નિચુલ નામનો પંડિત આંહી ઘટતો નથી.

તેમ દિઙ્નાગાચાર્ય નામના બૌદ્ધ વિદ્વાનનું સ્થાન કદાચ રસ્તામાં આવતું હોય તો પણ આ કાવ્ય બતાવવાથી દિઙ્નાગ જેવા પ્રકાંડ પંડિતનો ગર્વ આ કાવ્યથી ઉતરી જવાનો નહતો. કદાચ આ કાવ્ય તેને સામો ચાલીને કવિનો દૂત બતાવવા જાય ત્યારે તો પ્રતિસ્પર્ધિ કવિનાં વખાણ કરે જ નહિ. તે તો આ કાવ્યમાંથી દૂષણ જ કાઢે અને બાયડી માટે રોદણાં રોતાં કરેલું આ કાવ્યને કહી કદાચ સંસારવિરક્ત ભિક્ષુ તિરસ્કારની દ્રષ્ટિથી જુએ. તેમ આ કાવ્ય એ કોઈ મહાભારત શાસ્ત્ર રચના કે બૌદ્ધ ધર્મનું ખંડન કરનારૂં શાસ્ત્ર નહોતું કે તેને બતાવી તેનો ગર્વ ઉતારીને આગળ જવાનું કહે. આખા શ્લોકને દિઙ્નાગ માટે ઘટાવવા જતાં મલ્લિનાથે મશ્કરી થાય એ રીતે મારી મચડીને બેસતું કરવા મહેનત લીધી છે. છતાં કોઇ રીતે દિઙ્નાગને માટે મેળ ખાધો નથી. માટે આંહી મલ્લિનાથે નિચુલ પંડિતને અને દિઙ્નાથને ખેંચ્યા છે તે મોટી ભુલ કરી પોતાની વિદ્વત્તાની હાંસી કરાવી છે. ખરી રીતે આકાશગામી મેઘને દૂત કલ્પ્યો છે ત્યારે તેને કૈલાસ સુધી પહોંચતાં દિકપાળો રસ્તામાં આવવા સંભવ હતો એટલે તેનાથી છેટો રહી ઉડવાનું સૂચવે છે. દિઙ્નાગ નામના બૌદ્ધ આચાર્ય કાલિદાસના વખતમાં થયાનું સબળ પ્રમાણ મળેલ નથી છતાં થયા છે એમ માની લઇએ તો પણ પોતાના કાવ્યમાં તે પોતાના પ્રતિસ્પર્ધિ વેદ વિરોધી ભિક્ષુને માટે બહુ વચનથી ઉલ્લેખ કરે જ નહિ, પોતાના પૂજ્ય ગુરૂ રાજા કે મોટા માણસને અને દેવતાને માટે સુદ્ધાં એક વચનનો જ પ્રયોગ કાવ્યમાં કે સંસ્કૃત રચનામાં થાય છે. તેનો ભંગ કરી દિઙ્નાગ નામના બૌદ્ધ વિદ્વાનને માટે બહુવચન વાપરી કવિ

પોતાની હાંસી કરાવે નહિ. આ બધું જોતાં દિઙ્નાગ નામના બૌદ્ધ પંડિતને ઘટાવવાનો મલ્લિનાથનો નિષ્ફળ પ્રયત્ન છે.

ખરી રીતે આંહી બહુવચનમાં લીધેલા દિઙ્નાગ શબ્દથી દિકપાળોનો ઉલ્લેખ છે છતાં બીજા અર્થમાં આ રીતે ઘટાવી શકાય છે. કાળિદાસના દૂતના પસાર થવાના માર્ગમાં રેવા–નર્મદાનું મુખ આવે છે. તેને લગતા જંગલોમાં દિઙ્નાગ દિકપાળો જેવા પ્રચંડકાય હાથીઓનાં ઝુંડ વસે છે. તે નહાવા રમવા નર્મદામાં આવે છે આ હાથીયોની હડફટે ન આવી જવાનું કવિ ગર્ભિત સૂચવે છે કે જેથી વનહસ્તિઓ તેને મારી નાખે તો સંદેશો પોચી શકે નહી. તેનો માર્ગ છોડીને ચાલવાનું તે માટે સૂચવે છે. આ વાત આહી ઘટી શકે છે.

## શ્લોક १५ रत्नच्छाया

આ શ્લોકમાં યક્ષ મેઘને કહે છે કે "તારૂં શરીર ઇંદ્ર ધનુષ્યના સંપર્કથી એવું શોભી ઉઠશે કે જેવી રીતે ગોકુળમાં રહેતા ગોવાળીયાનો વેશ ધારણ કરતા શ્યામ રંગના શ્રીકૃષ્ણનું શરીર મોરપિછના ચંદ્રકોના મુગટ વગેરેથી શોભતું હતું."

શ્રીકૃષ્ણ અને બળભદ્ર ગોકુળ અને વૃંદાવનમાં ગાયો ચારતા. નંદ રાજા પાસે લાખો ગાયો હતી. બીજા ગોવાળિયાની પેઠે શ્રીકૃષ્ણ પણ ગોપવેશ અર્થાત્ ગોવાળિયાના જેવો પહેરવેશ પહેરતા. ગોવાળિયાઓ પાઘડીની જગ્યાએ મોરપીછથી ગૂંથેલો મુગટ અને મોરપીછથી ગુંથેલા હાર પહેરતા શ્રીકૃષ્ણ વાને શામળા હતા. તેથી મોરપીછનો મુગટ અને હાર તેને ઘણો શોભી ઉઠતો. આ શ્લોકમાં મેઘ અને ઇન્દ્ર ધનુષની સાથે કૃષ્ણ અને મોરપીછના શણગારની સરખામણી કરી છે.

આહી શ્રીકૃષ્ણનું જીવનચરિત્ર વાંચનારાઓને માટે રસિક લાગશે એમ ધારી તદન ટુંકામાં આપું છું. શ્રીકૃષ્ણનું સંપૂર્ણ જીવનચરિત્ર હરિવંશ, મહાભારત, ભાગવત અને બીજાં પુરાણોમાં છે. તેનો સ્વતંત્ર સંગ્રહ કરવામાં આવે તો ૫૦,૦૦૦ પચાસ હજાર શ્લોક જેટલું વિસ્તૃત બને.

ચંદ્ર વંશમાં ચંદ્રથી છઠ્ઠા યયાતિ થયા. તેના પુત્ર યદુ અને યદુથી ૫૫મા શૂર નામના રાજાના પુત્ર વસુદેવ અને વસુદેવના શ્રીકૃષ્ણ થયા. મથુરામાં ઉગ્રસેન રાજાનો દીકરો કંસ સર્વસત્તાધારી ક્રૂર અને અધર્મી હતો. વસુદેવ, ઉગ્રસેનના ખંડિયા રાજા હતા. વસુદેવ સાથે કંસની નાની બેન દેવકીનાં લગ્ન થયાં ત્યારે વસુદેવને ૧૩ રાણીઓ હતી અને દેવકી ૧૪ માં થયાં. આ વખતે વસુદેવ યાદવોમાં વૃદ્ધ ગણાતા છતાં મહા બળવાન હતા, તેના પુત્ર શ્રીકૃષ્ણ ૧૨૫ વર્ષે સ્વર્ગે ગયા. ત્યારપછી વસુદેવે યોગથી દેહ છોડ્યો હતો, દેવકી સાથેનાં લગ્ન પછી થોડા દિવસે નારદે કંસ પાસે આવી દેવલોકમાં થયેલી ચર્ચા પ્રમાણે તેને કહ્યું કે તારી બેન દેવકીનો આઠમો ગર્ભ તારો કાળ થાશે. એટલે કંસે દેવકીને તેના મહેલમાં તે ન જાણી શકે તેમ નજરકેદ રાખી, અને તેને જ્યારે જ્યારે પ્રસવ થાતો ત્યારે તે બાળક પોતા પાસે મગાવી તેને મારી નાખતો. સાતમો ગર્ભ પડી ગયાનું કંસના ગુપ્તચરોએ જાહેર કર્યું. પણ ખરી રીતે તે ગર્ભ દેવકીના ઉદરમાંથી દેવતાઇ શક્તિથી ખેંચાઇ વસુદેવની સ્ત્રી રોહિણી કે જે ઘણે ભાગે તેના મિત્ર નંદ રાજા પાસે રહેતી હતી તેના ઉદરમાં દાખલ થયો, અને તેણે એ પુત્રનો પ્રસવ શ્રીકૃષ્ણના જન્મ

પહેલાં સવા વર્ષે કર્યો હતો. તે શ્રીકૃષ્ણના મોટાભાઇ બળભદ્ર હતા. તેને બળદેવ પણ કહેતા. એની માતાના નામથી તે રૌહિણેય અને દેવતાઇ શક્તિથી રોહિણીના ઉદરમાં ખેંચાઈ ગયેલા તેથી સંકર્ષણ પણ કહેવાતા.

દેવકીનો આઠમો ગર્ભ એ વિષ્ણુનો અવતાર શ્રીકૃષ્ણ હતા. કંસ પોતાના જન્મતા બાળકને મારી નાખતો તેથી આ આઠમા બાળકની રક્ષા કરવા માટે વસુદેવે પોતાના ઘાટા મિત્ર નંદ રાજા કે જે લાખો ગાયોના માલેક હતા તેની સાથે એક બીજાનાં બાળક બદલાવી નાખવાની ખાનગી ગોઠવણ કરેલી. નંદ રાજા ઉગ્રસેનના ખંડિયા રાજા હતા તેની કોઠી-હવેલી મથુરામાં હતી. ત્યાં તે વખતોવખત રહેતા. શ્રીકૃષ્ણના જન્મ વખતે નંદ રાજાનાં પત્ની યશોદાજીને પણ પુત્રીનો પ્રસવ થયેલો. દેવકી અને યશોદાના બાળકોની અદલાબદલી કરવાના સંકેત પ્રમાણે શ્રીકૃષ્ણનો જન્મ થતાં તુરત જ વસુદેવે તેને નંદ રાજાને ત્યાં લઇ જઇ યશોદાના પડખામાં મૂકી દીધા અને યશોદાને પેટે અવતરેલી કન્યાને લઇ દેવકીના પડખામાં મુકી. આ વખતે યશોદા પ્રસવની પીડાની બેશુદ્ધિમાં હોવાથી આ હકીકતની ખબર ન પડી. યશોદા એમ જ માનતાં હતાં કે શ્રીકૃષ્ણ પોતાના પેટથી જન્મેલા પુત્ર છે. શ્રીકૃષ્ણ દેવકીના પુત્ર છે એ વાતની ખબર કંસને હણ્યા પછી યશોદાને પડી.

કંસના ગુપ્તચરોએ દેવકીને પ્રસવ થયાના ખબર કસને આપતાં તે ઉતાવળે દેવકીને મહેલે આવ્યો ત્યારે બાનડીઓએ પ્રસવ પામેલી કન્યા કંસના હાથમાં આપી. પુત્રને બદલે પુત્રી જનમ્યાથી કંસને આશ્ચર્ય થયું, એ પણ પોતાનો કાળ હોય એમ માની તેને લઇ શિલા પર પછાડવા જાય છે ત્યાં તે હાથમાંથી છટકી દેવીનું દેવતાઇ રૂપ ધારણ કરી બોલી કે હે કંસ તારો કાળ પૃથ્વી પર જન્મી ચુક્યો છે. આ સાંભળી નારદનું વચન અસત્ય માન્યું અને પોતાની બેનના પુત્રોને વિના કારણે મારી નાખવા માટે દુઃખ થયું અને દેવકીની ક્ષમા માગવા લાગ્યો.

વસુદેવ અને નંદ રાજાએ બાળકોની અદલાબદલી કર્યા પછી તુરત જ નંદ રાજા મથુરા છોડી પોતાની રાજધાની ગોકુળ ગયા. અને ગોકુળ તથા વૃન્દાવનમાં રહેવા લાગ્યા. શ્રીકૃષ્ણ તથા રોહીણીના પુત્ર બળભદ્ર બન્ને ભાઇ ગોકુળ અને વૃદંદાવનમાં મોટા થવા લાગ્યા.. શ્રીકૃષ્ણે બાલ્યાવસ્થામાં પૂતના વગેરેનો નાશ કરેલ તે સાત વર્ષના થયા ત્યારે યમુનાના ધુનામાં રહેલા કાળીનાગનું દમન કર્યું. ત્યારપછી ધેનુક અને પ્રલંબાશુરનો કૃષ્ણે અને બળભદ્રે વધ કર્યો. ચોમાસાના પ્રારંભમાં થતો ઇન્દ્રના ઉત્સવનો યજ્ઞ અટકાવી ગોવર્ધન પર્વતનો યજ્ઞ કરાવ્યો. તેથી કોપ પામી ઇન્દ્રે શ્રીકૃષ્ણ અને ગોકુળવાસીઓનો નાશ કરવા માટે ૭ દિવસ સુધી મુશળધાર વરસાદ વરસાવ્યો ત્યારે શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વતને ડાબા હાથ ઉપર સાત દિવસ તોળી રાખી હજારો વ્રજવાસીઓ અને હજારો ગાયોની રક્ષા કરી. ત્યારપછી વૃષભાસુર અને અરિષ્ટનેમિ નામના કંસના બળવાન રાક્ષસોને શ્રીકૃષ્ણે અને બળભદ્રે માર્યા.

આ અરસામાં કંસને એવી બાતમી મળેલી કે વસુદેવે આઠમા ગર્ભના પ્રસવ વખતે નંદ રાજા સાથેના સંકેતથી તેને બદલાવી લીધેલ હતા તેથી વસુદેવનું તે ઘણું અપમાન કરતો અને દુઃખ દેવા લાગ્યો. કંસે શ્રીકૃષ્ણ એ વસુદેવના જ પુત્ર અને પોતાનો કાળ છે એમ ખાત્રી થવાથી તેનો નાશ કરવા માટે પ્રયત્ન કરવા માંડ્યો. પોતે મોકલેલા

અનેક અસુરોને શ્રીકૃષ્ણે અને બળદેવે મારી નાખ્યા પછી બન્ને ભાઇને મારી નાખવાની એક યુક્તિ કરી. મથુરામાં મોટો રંગમંડપ ગોઠવી ત્યાં એક ભયંકર કુવલયાપીડ નામનો હાથી અને વિશાળકાય બે મલ્લને તૈયાર કરી તેની સાથે મલ્લયુદ્ધ કરવા કંસે શ્રીકૃષ્ણ અને બળભદ્રને તેડાવ્યા. હજારો માણસોની વચ્ચે શ્રીકૃષ્ણે હાથીની સાથે લડી તેના દાંત ખેંચી કાઢી મારી નાખ્યો અને બંને ભાઇઓએ બંને મલ્લ સાથે કુસ્તી કરી તેને પછાડી મારી નાખ્યા. રાજ્યાસન ઉપર બેસી મલ્લયુદ્ધ જોતા કંસ પાસે શ્રીકૃષ્ણ કુદી તેના વાળ પકડી કંસને રંગમંડપમાં પછાડી મારી નાખ્યો અને કંસના પિતા ઉગ્રસેનને ગાદી ઉપર કાયમ રાખ્યા.

ત્યારપછી શ્રીકૃષ્ણ અને બળભદ્ર ઉજ્જયિનીમાં સાંદીપની નામના વિદ્વાન બ્રાહ્મણને ત્યાં અનેક વિદ્યાઓનો અભ્યાસ કર્યો. ત્યારે સુદામા નામના બ્રાહ્મણ પણ શ્રીકૃષ્ણ સાથે ભણતા હતા. સૌરાષ્ટ્રમાં આવેલું પોરબંદર એ સુદામાનું નગર સુદામાપુરી પુરી છે.

કંસ એ જરાસંધનો જમાઇ હતો એટલે કંસને શ્રીકૃષ્ણે મારી નાખ્યાના ખબર સાંભળી જરાસંધે ઘણી વખત મથુરા ઉપર ચડાઇ કરી તેને બેદાનમેદાન કરી નાખ્યું, પણ બળવાન યાદવો સામે તેનો દરેક વખતે પરાજય થયો. ત્યારપછી કાળનેમી નામનો જરાસંધનો મિત્ર મથુરા ઉપર ઘણીવાર ચડી આવ્યો. તેના ભયંકર આક્રમણથી મથુરાને બચાવવા માટે કૃષ્ણ મથુરામાંથી ભાગી કાઠીયાવાડમાં ગિરનાર તરફ આવ્યા અને ગિરનારની એક તળેટી કે જે હાલ દાતારની ટેકરી નામે ઓળખાય છે ત્યાં મુચકુંદ નામના કાળાંતરથી સુતેલા રાજા મારફત કાળનેમિનો નાશ કરાવ્યો. કાળનેમીનું મૃત્યુ થયું તેજ દાતારની જગ્યા કહેવાય છે. ત્યારપછી શ્રીકૃષ્ણે હમેશને માટે મથુરા છોડી કાઠીઆવાડમાં દરિયા કાંઠે દ્વારકા નગરી બાંધી ત્યાં વસવાટ કરી ત્યાં પોતાના કુટુંબીઓને તથા ૫૬ અવટંકના યાદવોને લાવી નિવાસ કર્યો. એ દ્વારકા ગિરનારની તળેટીથી માંડીને પ્રભાસપાટણના સમુદ્ર સુધી લાંબી હતી અને પહોળાઇમાં કોડીનાર સુધી હતી આજે પણ કોડીનાર બંદરના દરિયામાં ઓટ વખતે બુડી ગયેલી દ્વારકાના કાંગરા ઘણી વખત દેખાય છે.

શ્રીકૃષ્ણની ફૂઇ એટલે વસુદેવની બેન પૃથા કે જે વસુદેવના મિત્ર કુંતિભોજ રાજાને ત્યાં મોટાં થયેલાં તેથી કુંતા નામથી ઓળખાતાં. તેનાં લગ્ન શાંતનુ રાજાના પૌત્ર અને વિચિત્રવીર્યના પુત્ર હસ્તિનાપુરના રાજા પાંડુ સાથે થયાં હતાં. પાંડુ રાજા વનમાં વિહાર કરવાના શોકીન હતા. તેથી તેનો અંધ ભાઇ ધૃતરાષ્ટ્ર રાજતંત્ર ચલાવતા. પાંડુ રાજાને કુંતાથી યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, અને માદ્રી નામની સ્ત્રીથી સહદેવ અને નકુલ એમ પાંચ પુત્રો થયા હતા. તે પાંડવો કહેવાતા. પાંડુ રાજા ગુજરી ગયા ત્યારે પાંડવો બાળકો હતા. અંધ ધૃતરાષ્ટ્રને ગાંધાર (કંદહાર)ના રાજા શકુનીની બેન ગાંધારીથી દુર્યોધન વગેરે સો પુત્રો થયા તે કૌરવ કહેવાતા. દુર્યોધન વગેરે ઘણા દુષ્ટ સ્વભાવના હતા. કૌરવો અને પાંડવો દ્રોણાચાર્ય પાસે શસ્ત્રવિદ્યા ભણ્યા હતા. પાંડવોને મારી નાખવા માટે કૌરવોએ ઘણા પ્રયત્ન કરેલા. વૃદ્ધોના અનુરોધથી પાંડવોને ઇન્દ્ર પ્રસ્થ (આગ્રા)નું રાજ્ય આપવામાં આવ્યું ત્યાં તેઓએ રાજસૂય યજ્ઞ કર્યો. તે વખતે આખી દુનિયાના રાજાઓએ તેમાં ભાગ લઇ યુધિષ્ઠિરને યજ્ઞ પ્રસંગે અનેક પ્રકારની અમૂલ્ય ભેટો આપી હતી. યુધિષ્ઠિરની આ સમૃદ્ધિ અને લોકપ્રિયતાથી બ[illegible] રહેલા દુર્યોધન અને એના મામા શકુનીની માગણીથી ધૃતરાષ્ટ્ર રાજાએ યુધિષ્ઠિરને દ્યુત રમવા બોલાવ્યા. તેમાં યુધિષ્ઠિર સર્વસ્વ હારી ગયા. છેવટે પોતાની સ્ત્રી દ્રૌપદીને દાવ

તે પણ ગુમાવી. ત્યારે તેને તાબે કરવા માટે દુઃશાસન ચોટલો પકડી રજસ્વલા દ્રૌપદીને ભર સભામાં લઇ આવી નગ્ન કરવાનો પ્રયત્ન કર્યો, આ વખતે શ્રી કૃષ્ણ દ્વારકાથી સૌભ દૈત્યને મારવા ગયા હતા ત્યાં તેમને યોગ શક્તિથી ખબર પડી અને તેણે દૈવતાઇ શક્તિથી દ્રૌપદીની રક્ષા કરી. દ્યૂતમાં છેલ્લા દાવ તરીકે પાંડવોએ ૧૨ વરસ ખુલ્લા અને એક વરસ ગુપ્તવાસ એ રીતે ૧૩ વરસનો વનવાસ ભોગવવાનો હતો. તે પ્રમાણે તેઓ પાંચે ભાઇઓ અને દ્રૌપદી સાથે ૧૨ વરસ સુધી વનમાં રહ્યા અને ૧૩મું વરસ વિરાટ નગરમાં ગુપ્ત રીતે રહ્યા. વનવાસ પૂરો થયા પછી દ્વારકાથી શ્રીકૃષ્ણ અને દ્રુપદ રાજા વગેરે પાંડવોના સગા અને મિત્રો વિરાટ નગરમાં ભેળા થયા. બધાની સંમતિથી ધૃતરાષ્ટ્ર રાજાને સમજાવવા માટે વિષ્ટિકાર તરીકે શ્રીકૃષ્ણ હસ્તિનાપુર જઇ પાંડવોને છેવટે પાચ ગામ આપવાની માગણી કરી પણ દુર્યોધને તેઓને કાંઇપણ આપવાની ના પાડી. એટલે કુરુક્ષેત્રમાં ભયંકર લડાઇ થઈ. તેમાં કૌરવ પક્ષમાં ૧૧ અક્ષૌહિણી અને પાંડવ પક્ષમાં ૭ અક્ષૌહિણી સેના લડી. એ લડાઇ મહાભારતના યુદ્ધને નામે આજે પણ પ્રસિદ્ધ છે. તેમાં સૈકડો રાજાઓ અને લાખો સૈનિકોનો નાશ થયો. યુધિષ્ઠિરને હસ્તિનાપુરની ગાદીએ બેસાડી શ્રીકૃષ્ણ દ્વારકા આવ્યા. મહાભારતના યુદ્ધ પછી "મારા પુત્ર દુર્યોધનને કેદ કરી આ લડાઈ તમે અટકાવી શકત અને મારા ૧૦૦ દિકરા સાથે આ ભયંકર વિનાશ ન થાત. તમે જાણી જોઇને આ લડાઈ થાવા દીધી છે". લડાઇના મેદાનમાં આ પ્રમાણે શ્રી કૃષ્ણને કહી ધૃતરાષ્ટ્ર રાજાનાં રાણી સતી ગાંધારીયે શ્રી કૃષ્ણને આપેલા શાપ પ્રમાણે ૩૬ વર્ષે કાઠીઆવાડમાં આવેલા પ્રભાસ પાટણમાં યાદવાસ્થળી થઇ લાખો યાદવો કપાઇ મુવા અને શ્રીકૃષ્ણ પારાધીના બાણથી મૃત્યુ પામ્યા. તેનું ઐતિહાસિક સ્થાન પ્રભાસ પાટણમાં છે. ત્યારપછી શ્રીકૃષ્ણના પિતા વસુદેવે યોગથી દેહ છોડ્યો. તેની પાછળ દેવકી વગેરે રાણીઓ સતી થયાં.

આ રીતે યાદવોનો નાશ અને શ્રીકૃષ્ણ મૃત્યુ પામ્યાના ખબર દારૂકે હસ્તિનાપુર જઇ પાંડવોને આપ્યા. અર્જુને દ્વારકા આવી શ્રીકૃષ્ણ વગેરેના દેહના અંત્યેષ્ટિ સંસ્કાર કર્યા અને દ્વારકામાંથી શ્રીકૃષ્ણની સ્ત્રીઓ યાદવો બાળકો અને તમામ પ્રજાને લઈ અર્જુન હસ્તિનાપુર તરફ રવાના થયા. તેજ વખતે સમુદ્રે દ્વારકાને બુડાડી દીધી. અર્જુનને રસ્તામાં ચોર લુંટારાયે લુંટી લઇ હજારો સ્ત્રીઓને ઉપાડી ગયા. યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણના પ્રપૌત્ર વજ્રનાભને ઇંદ્રપ્રસ્થમાં ગાદીયે બેસાડ્યો અને હસ્તિનાપુરમાં અર્જુનના પૌત્ર અને અભિમન્યુના પુત્ર પરિક્ષિતને ગાદીયે બેસાડી પાંચે પાંડવો દ્રૌપદી સાથે હિમાલયમાં ચાલી નીકળ્યા અને સ્વર્ગે ગયા.

શ્રીકૃષ્ણના જીવનનો વિસ્તાર પૂર્વકનો ઇતિહાસ મહાભારતમાં તેના ભાગ હરિવંશમાં શ્રીમદ્ ભાગવતમાં અને અઢાર પુરાણોમાં છે. મહાભારતમાં પાંડવો કૌરવોના અને પૂર્વકાળના રાજકર્તાઓના અનેક ઇતિહાસ છે. જે એક લાખ શ્લોકનો વિસ્તારવાળો ગ્રંથ છે. તેમાં સંસાર વહેવાર રાજનીતિ કથાનકો વગેરે એટલાં બધા બોધપ્રદ રસિક છે કે આખી દુનીયાની ભાષામાં તેનાં ભાષાંતર થયાં છે.

## શ્લોક १७ त्वामासार

આ શ્લોકમાં મોટા શિખરવાળો આમ્રકૂટ પર્વત કે જેની આજુબાજુ આંબાનાં અરણ્યો છે તે મેઘને પોતાના શિખર ઉપર ધારણ કરશે એમ કહે છે. વિંધ્યાચળ પર્વતના

અનેક નાના મોટા પર્વતો પૈકી ઊંચા શિખરવાળો વિન્ધ્યાદ્રિનો પેટા પર્વત આ હોય એમ જણાય છે કે જેની આજુબાજુ લાખો આંબાનાં વૃક્ષો છે. કેટલાક આમ્રકૂટને અમરકંટક કહે છે તે પણ નર્મદાના મુખ નજીક છે.

## श्लोक २० स्थित्वा तस्मिन्

રેવા એટલે નર્મદા નદી. આ ગોંડવન પ્રાન્તમાં અમરકંટક (આમ્રકૂટ)માંથી એટલે વિંધ્યાચળના મૂળમાંથી નીકળી લગભગ ૮૦૦ માઇલનો માર્ગ કાપી પશ્ચિમે ખંભાતના અખાતને મળે છે. વિન્ધ્યાદ્રિમાંથી નીકળ્યા પછી નર્મદાનો પ્રવાહ પર્વત ટેકરીઓ વગેરેથી રોકાવાને લીધે આડા અવળો થાય છે.

વિંધ્ય—વિંધ્યાચળ પર્વત હિંદુસ્તાનના મધ્ય ભાગમાં પૂર્વ પશ્ચિમ તરફ આવેલો છે. તેનો ઉત્તર તરફનો ભાગ ગંગા સુધી અને દક્ષિણનો ભાગ ગોદાવરી સુધી લાંબો ફેલાયેલો છે. આ રીતે વિંધ્યાચળ પર્વત હિંદુસ્થાનના ઉત્તર અને દક્ષિણ રૂપે બે વિભાગ કરે છે. આ વિંધ્યાચળના મૂળનાં અરણ્યોમાં હજારોની સંખ્યામાં જંગલી હાથીઓ વસે છે.

## श्लोक २५ पाण्डुच्छाया, श्लोक २६ तेषां दिक्षु

દશાર્ણ દેશ, નર્મદા અને સિપ્રા નદી વચ્ચેનો દેશ. જેમાં માળવાનો અંતર્ભાવ થઇ જાય છે, આની વિદિશા નામની રાજધાની હતી અને તે વિદિશા નગરી વેત્રવતી નદીને કાંઠે હતી. **વિદિશા** નગરી એ માલવામાં **કાલપી** નામનું શહેર છે તે કહેવાય છે. આ નદી જમનામાં મળી છે.

વેત્રવતી અને વેત્રાવતી બેઇ એનાં નામ છે. આ નદીનો પુત્ર વેત્રાસુર નામનો દૈત્ય થયો હતો. તે માટે વરાહ પુરાણમાં લખ્યું છે કે પૂર્વે સિંહદ્વીપ નામનો પ્રતાપી રાજા થયો. તે વરૂણનો અંશાવતાર હતો. પોતાના શત્રુ ઇંદ્રનો નાશ કરનારો પુત્ર થવાની ઇચ્છાથી ઉગ્ર તપ કરવા લાગ્યો. આ રાજા આગલ્યા જન્મમાં વિશ્વકર્માનો પુત્ર હતો. તે કોઇપણ જાતના હથીઆરોથી મરે એમ નહોતો તેથી ઇંદ્રે તેને પાણીના ફીણથી મારી નાંખ્યો હતો. ફરી બીજા જન્મે તે બ્રાહ્મણવંશમાં સિન્ધુદ્વીપ નામનો રાજા થયો. તેને પૂર્વ જન્મનું સ્મરણ હતું, ઇંદ્ર સાથેનું આગલ્યા જન્મનું વેર સંભારી તેને હણનારો પુત્ર મેળવવા તપ કરવા લાગ્યો. કેટલેક વખતે વેત્રવતી નામની નદી સ્ત્રીનું સુંદર રૂપ લઈ આભૂષણો અને શણગારથી શોભતી રાજા પાંસે આવી. પોતાના તપમાં વિઘ્ન કરનારી ઇંદ્રે મોકલેલી અપ્સરા માની ક્રોધથી રાજાયે કોણ છો ક્યાંથી આવી છો વગેરે પુછ્યું. ત્યારે તેણે કહ્યું કે "હું વેત્રવતી નામની વરૂણની પત્ની છું. તમારામાં મોહ પામી આવી છું. ઇચ્છાવાળી પોતાને ઇચ્છતી એવી પર સ્ત્રીનો જે સ્વીકાર નથી કરતો તે પુરૂષ પાપી ગણાય છે, તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે, માટે હે મહારાજા તમે મારો સ્વીકાર કરો." ત્યારપછી રાજાયે તેનો સ્વીકાર કર્યો. તેનાથી વેત્રાસુર નામનો બળવાન તેજસ્વી પુત્ર થયો. તે પ્રાગ્જ્યોતિષ દેશનો રાજા થયો. આ દેશ કામરૂ દેશ કે આસામની આજુ બાજુનો છે. મહાભારતના યુદ્ધમાં ભગદત્ત રાજા તે ચીન અને ભિલ્લ લોકોના લશ્કર સાથે લડવા આવેલો. એ ભિલ્લને હાલના નાગા લોકો કહે છે તે છે. પ્રાગ્જ્યોતિષ દેશની રાજધાની પણ પ્રાગ્જ્યોતિષ નામથી જ પ્રસિદ્ધ હતી. જેને હાલ ગૌહતી કે તેની આજુબાજુમાં એ નામની નગરીનાં ખંડેરો દેખાય છે તે હતી.

આ વેત્રાસુર જુવાન થયો ત્યારે સાત સમુદ્ર અને બેટવાળી આખી પૃથ્વીને જીતી તાબે કરી. પછી મેરૂ પર્વત ઉપર જઈ ઇંદ્ર અગ્નિ યમ વગેરે દેવોને જીત્યા હતા. પછી દેવો શંકરને શરણે ગયા અને તેણે આ અસુરને માર્યો.

## श्लोक २७ नीचैराख्यं

નીચૈ: ગિરિ, આ પર્વત વિદિશા નગરી પછી ઉત્તરે અને ઉજ્જયિની જાતાં આવેલો છે. આ પર્વત એ વિંધ્યાચળનો એક ભાગ છે. આ પર્વત ઉપર અને ચારે કોર કદંબનાં વન છે. કેટલાક આને વામન ગિરિ કહે છે.

## श्लोक २९ वक्रः पंथा,
## श्लोक ३२ प्राप्यावन्तो,
## श्लोक ३५ प्रद्योतस्य

આ ત્રણે શ્લોકમાં ઉજ્જયિની નગરી અને તેને લગતા ઇતિહાસનો ઉલ્લેખ છે.

૨૯ મા શ્લોકમાં મેઘને કહે છે કે તુને જરા ફેર ખાઇને જાવું પડશે પણ ઉજ્જયિની થઇને આગળ ચાલજે.

૩૨ મા શ્લોકમાં કહે છે કે વત્સરાજ ઉદયનની કથા જાણનારા વૃદ્ધો અવન્તી દેશમાં માલવામાં વસે છે.

૩૫ મા શ્લોકમાં ઉજ્જયિનીના રાજા ચંડ મહાસેન જેનું બીજું નામ પ્રદ્યોત હતું. તેની પુત્રી વાસવદત્તાને, વત્સરાજ ઉદયન હરી ગયો હતો એ ઇતિહાસનો ઉલ્લેખ છે.

એટલે આ શ્લોકોમાં ઉલ્લેખ કરેલ વસ્તુઓનો ટુંકામાં નીચે પ્રમાણે ઇતિહાસ આપું છું.

### • ઉજ્જયિની

ઉજ્જયિની એ સાત પુરી માંની એક પવિત્ર નગરી છે. ત્યાં મહાકાળ મહાદેવ એ ૧૨ જ્યોતિર્લિંગમાંના એક છે. હજારો વર્ષથી ઉજ્જેન શહેર દેશ વિદેશમાં પ્રસિદ્ધ છે. આંહી વેધશાળા છે. જ્યોતિષ શાસ્ત્રીયો ઉજ્જેનથી અક્ષાંશનો પ્રારંભ કરે છે. આ શહેરને અવંતી નગરી પણ કહેવામાં આવતી. ઉજ્જેનની આજુ બાજુનો પ્રદેશ અવંતી દેશ કહેવાતો. બુદ્ધ કાળની પહેલાંથી જ ઉજ્જેનની પ્રસિદ્ધિ છે. તેના રાજકર્તા હિંદુસ્થાનમાં ચક્રવર્તી રાજા થઈ ગયા છે. ઉજ્જેનના રાજાની કુંવરીને કૌશાંબીના રાજા ઉદયન હરી ગયા હતા. કથા સરિત્સાગરમાં એ ઇતિહાસ છે. ટાલેમી નામનો જ્યોતિષનો મોટો ગ્રીક વિદ્વાન જે વિક્રમ સંવત ૨૧૦માં થઈ ગયો છે. જેનો આલમાજેસ્ટ નામનો ગ્રન્થ આધારભૂત ગણાય છે. તે કહે છે કે પૃથ્વી ગોળ છે, સ્થિર છે ફરતી નથી. તેની બીજી બાજુ બધા ગ્રહો ફરે છે. આ ટાલેમી ઉજ્જયિની આવેલો. તે પોતાના ગ્રન્થમાં લખે છે કે "હિંદુસ્થાનમાં ઉજ્જેન એ વેપાર ઉદ્યોગનું મહાન શહેર છે. ભરૂચ સુરત અને હિંદના તથા દેશ પરદેશનાં બીજા પ્રદેશમાંથી મૂલ્યવાન ઝવેરાત અને વિવિધ વસ્તુઓ ઉજ્જેનમાં વેચાવા આવતી" વિક્રમ રાજાયે દિગ્વિજય કરી ઉજ્જેનને હિંદની રાજધાની કરી હતી. નાસિકના એક પ્રાચીન શિલાલેખમાં અને અશોકના એક શાસનમાં ઉજ્જયિની નગરીનો ઉલ્લેખ છે. સાતમી સદીમાં કનોજના રાજા હર્ષવર્ધને અવંતી દેશ પોતાના તાબામાં લીધો.

તેનો પછી પરમાર રાજપુતોયે અવંતી દેશ કબજે કર્યો. સન ૧૨૩૫ માં **અલ્તમશે** **આક્રમણ** કરી મહાકાળ મહાદેવનાં મંદિરનો નાશ કર્યો. ત્યારથી ૧૮ મી સદી સુધી મોગલોની સત્તા ઉજ્જેન પર હતી. ૧૭૩૪માં મહંમદશાહે મહારાજા સવાઇ જયસિંહને માળવાના સુબા નીમ્યા. ૧૭૪૩ માં બાલાજી પેશવા ઉજ્જેનના સુબા હતા. ૧૭૫૦થી સિંધીયા સરકાર પાંસે કાયમને માટે ઉજ્જેન શહેર આવ્યું.

## પ્રદ્યોત, ઉદયન, વાસવદત્તા

કૌશાંબીના રાજા સહસ્રાનીકના પુત્ર ઉદયન રાજા થયા. કૌશાંબી એ વત્સદેશ અથવા મગધદેશની રાજધાનીનું શહેર રામાયણકાળથી પ્રસિદ્ધ હતું. કૌશાંબીમાં અશોકનો શિલાલેખ છે. તે ઉજ્જયિનીથી ઉત્તરે આવેલું છે. બૃહતસંહિતામાં વરાહમિહિરાચાર્યે તેનો ઉલ્લેખ કર્યો છે. પુરૂરવાના ૧૦મા વંશજ કુશાંબ રાજાયે કૌશાંબી શહેર વસાવ્યું છે. ત્યારપછી અર્જુનના ૮ મા વંશજ નિમિચક્રે હસ્તિનાપુર તણાઇ જવાથી કૌશાંબીને રાજધાની કરી હતી. પાંડવવંશના સહસ્રાનીક રાજા વિક્રમ સંવત પહેલાં ૬૦૦ વર્ષે થઇ ગયા છે અને **ઉદયન રાજા** આજથી અઢી હજાર વર્ષ ઉપર થયા તેનાં ઉદયન કે **વત્સરાજ** વગેરે નામ પણ હતાં.

સહસ્રાનીક રાજા પોતાના પુત્ર ઉદયનને ગાદીયે બેસારી પોતે હિમાલયમાં તપ કરવા ગયા. યૌગન્ધરાયણ વગેરે તેના મંત્રીઓ હતા. ઉદયન રાજા ઘણે ભાગે વનમાં રહી મૃગયા કરતા. તે વાસુકીયે આપેલી **ઘોષવતી** નામની વીણા રાત દી વગાડયા કરતા. એ વીણાના નાદથી વનના હાથીયો મોહ પામી તેની આસપાસ ટોળે વળતા.

ઉદયન રાજાયે ઉજ્જયિનીના રાજાની પુત્રી વાસવદત્તાનાં રૂપ ગુણ સાંભળી પોતાને યોગ્ય સ્રી તે જ છે એમ માની તેને પરણવાનો નિશ્ચય કરેલો. તેમ જ વાસવદત્તાએ પણ ઉદયનનાં રૂપ ગુણ સાંભળી તેને પરણવાનું નક્કી કરેલું. ઉજ્જયિનીના રાજા ચંડમહાસેન કે પ્રદ્યોત રાજા અંગારક દૈત્યની પુત્રી અંગારવતીને પરણેલા. તેનાથી ઇંદ્રના વરદાનથી અલૌકિક રૂપ ગુણવાળી કન્યા થઇ તે વાસવે એટલે ઇંદ્રે આપેલી માટે વાસવદત્તા નામ પડયું. પ્રદ્યોત રાજા પણ પોતાની પુત્રીને લાયક વર ઉદયનને માનતા હતા. પણ બન્નેને પરસ્પર મેળ ન હોતો એટલે ઉદયનને વશ કરવાનો ઉપાય કરવા બુધદત્ત નામના મંત્રી સાથે મસલત કરી, દૂત સાથે સંદેશો મોકલ્યો કે મારી પુત્રી તમારી પાસે સંગીત શિખવા ઇચ્છે છે તો તમે આહી આવીને શિખવાડો. આ સંદેશો ઉદયનને અપમાન રૂપ લાગ્યો અને ઉજ્જયિનીના રાજા પ્રદ્યોતને કહી મોકલ્યું કે તમારી પુત્રી મારી શિષ્યા થવા માગતી હોય તો આંહી મોકલો. ઉદયનનો સંદેશો સાંભળી પ્રદ્યોતે ઉદયનને ઉજ્જયિનીમાં લાવવા માટે એક મોટો વિશાળ શરીરનો યંત્રથી હાલતો ચાલતો હાથી બનાવ્યો. તેની અંદર શૂરવીર પુરૂષોને રાખ્યા અને એ હાથીને વિંધ્યાચળના વગડામાં મોકલ્યો. ઉદયનના ગુપ્તચરોયે વિંધ્યાટવીમાં ભયંકર પહાડ જેવા શરીરવાળા હાથીની બાતમી આપતાં ઉદયન વિંધ્યાટવીમાં જઇ હાથીને જોઇ તેને વશ કરવા વાંસળી બગાડવા મંડયો અને ધીમે ધીમે હાથીની પાસે ગયો. સંગીતમાં તલ્લીન થવાને લીધે અને સંધ્યાટાણાનાં અંધારાની શરૂઆત થઇ ગઇ હતી એટલે રાજા આ યંત્રનો હાથી છે એમ જાણી શકયો નહિ. હાથી પણ સંગીતથી ખુશી થતો હોય તેમ કાન ફફડાવતો રાજાની

પાસે જઇ પાછો હઠતો એમ કરતાં રાજાને ખુબ દૂર લઈ ગયો. પછી અકસ્માત હાથીમાંથી યોધાઓ બહાર નીકળી ઉદયનને પકડી ઉજ્જયિનીના રાજા પાસે રજુ કર્યો તેને ઉજ્જયિનીમાં લઇ જઇ ગામમાં ફેરવ્યો. ચંદ્ર જેવા રૂપાળા ઉદયનને જોઈ પ્રજા ખુશી થઇ. પછી ઉદયને ને પ્રદ્યોત રાજાનું આગળ અપમાન કરેલ તેથી રાજા તેનો વધ કરશે એમ માની ઉજ્જેનની પ્રજા સમસ્તે રાજાને કહ્યું કે જો ઉદયનનો વધ કરશો તો અમો પ્રજા આપઘાત કરી મરી જાશું. રાજાયે હસીને કહ્યું કે તેવું કાંઇ નથી. પછી ઉદયનને કેદમાં રાખી પોતાની પુત્રી વાસવદત્તાને ગાંધર્વ વિદ્યા શિખવવા સોંપી. બન્ને સાથે રહેવા લાગ્યાં. તેથી બન્નેનાં મન સ્નેહથી બંધાઈ ગયાં. વાસવદત્તા ઉદયન પ્રસન્ન રહે એ રીતે તેની સેવા કરવા લાગી. પોતાના રાજાને પ્રદ્યોત પકડી લઇ ગયાના ખબર થતાં કૌશાંબીની પ્રજામાં ભારે દુ:ખ અને ક્ષોભ થયો. એટલે ઉદયનનો પ્રધાન યૌગંધરાયણ ઉજ્જયિની આવ્યો યોગ વિદ્યાથી ઉદયનનાં બંધન તોડી હાથણી ઉપર ઉદયન અને વાસવદત્તાને બેસારી ૬૩ યોજન છેટે રહેલી કૌશાંબી તરફ રવાના કર્યાં. રાજાની સૂચનાથી તેનો પુત્ર પાલકાખ્ય નલગિરિ નામના હાથી પર સવાર થઇ પાછળ પડયો થોડાં યોજન જઇ પાછો વળ્યો. ખરો બપોર થયો ત્યારે હાથણી ૬૩ જોજન માર્ગ કાપી વિંધ્યાટવીમાં પહોંચી. ત્યારે તરશથી વ્યાકુળ દેખાણી એટલે રાજા અને વાસવદત્તા નીચે ઉતર્યાં. હાથણીયેં પાણી પીધું અને તુરત મરી ગઇ. પછી દેવતાઇ રૂપ ધારણ ધરી આકાશમાં ગઇ બોલી કે હે રાજા હું શાપથી હાથણી થઇ હતી તમારે પ્રતાપે હું મુક્ત થઇ છું. આ વાસવદત્તા દેવતાઇ સ્ત્રી છે શ્રાપને લીધે તે પણ પૃથ્વી પર અવતરી છે. તમારે લીધે મારી મુક્તિ થઇ માટે આશીર્વાદ દઉ છુ કે તમે બન્ને સુખી થાઓ. એમ કહી સ્વર્ગમાં ચાલી ગઇ. પછી તે રાત પોતાના મિત્ર ભિલ્લ રાજાને ત્યાં રહ્યાં. બીજે દિવસે પાછળથી વાસવદત્તાના પિતા પ્રદ્યોત રાજાયેં મોકલેલ દૂત ત્યાં આવ્યો. તે સાથે કહેવરાવ્યુ કે વાસવદત્તાને તમે હરીને લઇ ગયા એથી હું રાજી થયો છું એ માટે જ યંત્રના હાથીની યુક્તિથી તમને હું ઉજ્જયિની લાવ્યો હતો. પાછળથી રાજાના પુત્ર આવ્યો અને બધાં સાથે કૌશાંબીમાં જઇ ઉજ્જયિની નરેશના બીજા પુત્ર ગોપાળકે પોતાની બેનનું વિધિવત કન્યા દાન દીધું અને પિતાના આશીર્વાદ તથા દાયજા માટે મોકલેલાં અઢળક ધન રત્નો વગેરે પોતાની બેનને દીધાં. આ વાત સોમદેવ ભટ નામના મહાકવિયે રચેલ કથાસરિત સાગરમાં વિસ્તારપૂર્વક આપી છે તેનો ટુંકો સાર આ છે.

## શ્લોક ૩૭ भर्तुः कण्ठ

આ શ્લોકમાં શંકરનો કંઠ ગળું વાદળી ઘેરા રંગનું છે એમ કહેલ છે તેનો ટુંકો ઇતિહાસ નીચે પ્રમાણે છે.

સોનાના શિખરવાળા મેરૂ પર્વત ઉપર ભેળા થયેલા દેવતાઓ અમૃત મેળવવા માટે સમુદ્રમંથન કરવાનો વિચાર કરવા લાગ્યા. ત્યારે વિષ્ણુયેં બ્રહ્માને કહ્યું કે આ કામ એકલા દેવો નહી કરી શકે માટે અસુરોની મદદ લઇ કળશાકાર સમુદ્રનું મંથન કરો તો અમૃત મેળવી શકાશે. પછી શેષનાગની મદદથી સેંકડો યોજન ઉંચા મંદરાચળ પર્વતને લઇ આવી મંથન કરવા તૈયાર થયેલા દેવો તથા અસુરોને સમુદ્રે કહ્યું કે આ પ્રચંડ પર્વતના મંથનનો વેગ સહન કરવા માટે પાતાળમાં રહેલા કૂર્મ ભગવાન પોતાની પીઠ મંદરાચળ પર્વત નીચે

રાખી તેને તોળી રાખે તો જ હું મંથનનો વેગ સહન કરી શકીશ. પછી કૂર્મના પૃષ્ઠ ઉપર મંદાચળને મુકી વાસુકી નાગનું દોરડું કરી વાસુકીના મોઢા તરફ અસુરો દાનવો અને પુંછડાને દેવતાઓ વળગી સમુદ્રને વલોવવા માંડ્યો. એ મંથનનો મહા ભયંકર શબ્દ થતો હતો. મંથનથી સમુદ્રમાં રહેલા લાખો પ્રાણીઓનો નાશ થયો. ઘણો કાળ મંથન કરતાં દેવતાઓ થાકી ગયા ત્યારે વિષ્ણુયે તેઓને બળ આપ્યું અને મંથવા માંડ્યું. ત્યારે પહેલાં સોમ ચંદ્ર પછી લક્ષ્મી, સુરા, સફેદ ઘોડો, કૌસ્તુભમણિ, પછી અમૃતથી ભરેલું ધોળું કમંડળ હાથમાં છે એવા ધન્વંતરિ નિકળ્યા. ત્યારપછી મથતાં ઐરાવણ હાથી નીકળ્યો. વધુ મથતાં કાળકૂટ ઝેર નીકળ્યું ભયંકર અગ્નિ સરખા એ ઝેરેં જગતને બાળવા માંડ્યું એ ઝેરના ગંધથી પૃથ્વીના, સ્વર્ગના અને પાતાળના લોક મૂર્છિત થવા લાગ્યા. ત્રણે લોક ઝેરના પ્રભાવથી વિહવળ થવા લાગ્યા. ત્યારે દેવ દાનવોની પ્રાર્થનાથી ભગવાન મંત્રમૂર્તિ મહેશ્વરેં એ ઝેરને પી જઇ ગળામાં અટકાવી દીધું. ત્યારથી શંકર નીલકંઠ કહેવાણા. ત્યારપછી વિષ્ણુયેં મોહિની સ્ત્રીનું રૂપ લઇ દેવતાઓને અમૃત પાયું. ત્યારથી દેવતાઓ અને દાનવોમાં વેર બંધાણું. બેઉ વચ્ચે વખતો વખત ઘણાં યુદ્ધો થયાં છે. જે કાયમને માટે ચાલુ રહ્યાં છે.

## શ્લોક ૩૮ अप्यन्यस्मिन्

ઉજ્જયિનીમાં મહાકાળ મહાદેવ એ બાર જ્યોતિર્લિંગમાના એક છે.

अस्तीद्दोज्जयिनी नाम नगरी भूषणं भुवः ॥
हसन्तीव सुधाधौतैः प्रासादैरमरावतीं ॥
यस्यां वसति विश्वेशो महाकालवपुः स्वयं ॥
शिथिलीकृतकैलासनिवासव्यसनो हरः ॥

ચુના છાંટેલા મહેલોથી ઇન્દ્રની અમરાવતી નગરીને હસતી હોય એવી ઉજ્જયિની નામની નગરી અવંતિ દેશમાં છે. જે પૃથ્વીના ભૂષણ સરખી સુંદર અને સમૃદ્ધિવાળી છે. કૈલાસ પર્વત ઉપર રહેવાનું ઓછું કરેલ છે એવા શંકર ત્યાં વિશ્વના પતિ મહાકાલ સ્વરૂપે સાક્ષાત રહે છે.

શંકરનાં બાર જ્યોતિર્લિંગ નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧ સોમનાથ સૌરાષ્ટ્રમાં | ૭ વિશ્વનાથ કાશીમાં |
| ૨ શ્રી મલ્લિકાર્જુન શ્રીશૈલમાં | ૮ ત્ર્યંબકેશ્વર નાસિકમાં |
| ૩ મહાકાળ ઉજ્જયિનીમાં | ૯ વૈજનાથ ચિતાભૂમિમાં |
| ૪ ઓંકારેશ્વર નર્મદા કાંઠે | ૧૦ નાગેશ્વર દ્વારકામાં |
| ૫ કેદાર હિમાલયમાં | ૧૧ રામેશ્વર સેતુબંધમાં |
| ૬ ભીમાશંકર ડાકિનીમાં | ૧૨ ધૃષ્ણેશ્વર |

## શ્લોક ૪૦ पश्चादुच्चैः

આ ગજાજીન હાથીનું ચામડું પેરી શંકરને નૃત્ય કરતા કહે છે. પુરાણોમાં આ વાત છે. ગજાસુર નામનો દૈત્ય તપ કરી બ્રહ્મા પાસેથી ક્રોધથી મરે નહી. હારે નહી એવું વરદાન

મેળવી પૃથ્વી સ્વર્ગ અને પાતાળ ત્રણે લોકનું રાજ્ય કરવા લાગ્યો. બધે તેનો ત્રાસ વરતી રહ્યો. ત્યારે દેવતાઓ સ્વર્ગ વૈકુંઠ બ્રહ્મલોક વગેરે છોડી કાશીમાં વસવા લાગ્યા. અને શંકરનું આરાધન કરી ગજાસુરનો વધ કરવા પ્રાર્થના કરી. ગજાસુર મનુષ્યનાં દેવનાં પશુનાં અનેક રૂપ લઈ શકતો. શંકર સાથે હાથીનું રૂપ લઈ લડયો હતો અને હાથીના રૂપમાં જ શંકરે તેને હણ્યો હતો. આ વધથી પ્રસન્ન થયેલા શંકર એ ગજાસુર હાથીનું ચામડું ઉતારી લોહીથી ભીનું તે ચામડું પહેરી તાંડવ નૃત્ય કરવા લાગ્યા. શંકર ઘણેભાગે ગજાજીન હાથીનું ચામડું પહેરે છે. તેનો આહી ઉલ્લેખ કવિયે કર્યો છે.

## શ્લોક ૪૬ ત્વન્નિસ્યન્દો
## શ્લોક ૪૭ તત્ર સ્કન્દં

ઉજ્જયિની છોડ્યા પછી ગંભીરા નદી પછી દેવગિરિ આવે છે. ત્યાં કાર્તિકસ્વામીનું ધામ છે તે મોટું તીર્થસ્થાન ગણાય છે.

કાર્તિક સ્વામીનાં ષડાનન, અગ્નિપુત્ર, કુમાર, સ્કંદ, સેનાની, કાર્તિકેય, ગુહ વગેરે નામ છે. આ શંકરના પુત્ર છે. આને છ કૃત્તિકાઓએ ધવરાવેલ છે તેથી ૬ મુખ અને બાર હાથ છે. દક્ષિણમાં સુબ્રહ્મણ્ય કે ષણ્મુખં ષણ્મુગં એ નામે પૂજાય છે. શંકરનાં વીર્યથી થયેલ પુત્ર તારકાસુરને મારી શકે એમ સમજી દેવતાઓની પ્રાર્થનાથી શંકરના વીર્યથી તે ઉત્પન્ન થયા છે. મોરના આકારનું વિમાન તેનું વાહન છે. તેને મોર ઉપર પ્રીતિ છે. તે ગણપતિથી નાના છે. તેણે દેવતાના સેનાધિપતિ થઈ તારકાસુરને હણ્યો. કાર્તિક સ્વામી અખંડ બ્રહ્મચારી રહ્યા છે. તેની કથા ઘણાં પુરાણોમાં છે. મહાભારત વનપર્વમાં અધ્યાય ૨૨૪ થી ૩૨ સુધીમાં પણ તેની કથા છે.

મદ્રાસ ઇલાકામાં સોંડુર થી ૩ ગાઉ ઉપર લોહાચળ પર્વત આવે છે. તેના પર કાર્તિક સ્વામીનું સ્થાન છે. સ્ત્રીઓને કાર્તિક સ્વામીનાં દર્શન કરવાની મનાઇ છે. ત્યાં કાર્તિકસ્વામીની કાળા પત્થરની સુંદર મૂર્તિ છે. તેને એક જ મુખ છે. મૂર્તિ ઉભી ૧૨ વર્ષના છોકરા જેવી છે. મધ્યમાં કાર્તિકસ્વામીનું મંદિર, તેની જમણી બાજુ શિવનું અને ડાબી બાજુ પાર્વતીનું મંદિર છે. લોહાચળ પર્વતમાં કપટસ્વામી, મયૂરસ્વામી, ગુપ્તસ્વામી, કાર્તિકસ્વામી વગેરેનાં મંદિર છે. તેમાંનાં કેટલાંક સ્થળ પર્વત ઉપર ભયંકર જગ્યાયે આવેલાં છે. ત્યાં કોઇક જ જઇ શકે છે.

જ્યાં કાર્તિકસ્વામીયે માતાનું સ્તનપાન કરેલું તેના મોઢામાંથી દુધ નીચે પડયું ત્યાં સફેદ ભસ્મ થઈ. તે આજે પણ દેખાડવામાં આવે છે, મોઢામાંથી દુધ પડયું તે જગ્યાયે ધુણીયું બાંધી છે. તેમાં પત્થર નાંખવાથી ૩ વર્ષે કૃતિકાના યોગમાં જાત્રા ભરાય છે ત્યારે તે ભસ્મ થઇ જાય છે. દક્ષિણમાં કાર્તિકસ્વામીની ઉપાસના બહુ ચાલે છે.

## શ્લોક ૪૯ आराध्यैनं

**રન્તિદેવઃ**—દેવગિરિમાં રહેલા સ્કંદનાં દર્શન કર્યા પછી આગળ ચાલતાં ચર્મણ્વતી નામની નદી કે જે રન્તિદેવ રાજાની કીર્તિને હજારો વરસ થયાં પ્રકાશિત કરતી રહે છે તે રસ્તામાં આવશે એમ આ શ્લોકથી કવિ કહે છે. આ રન્તિદેવ રાજા હસ્તિનાપુરના પુરુ

રાજાના વંશમાં ઉત્પન્ન થયેલ ચક્રવર્તી સંકૃતિ રાજાના પુત્ર હતા. તેણે ઈન્દ્ર ઉપર તપ કરીને એવું વરદાન મેળવ્યું હતું. કે તે મરજી પડે તેટલું અન્ન મેળવી શકે અને તે અન્ન ખાનારા હજારો મેમાનો હમેશાં તેને મળે. તેઓનો સત્કાર કરવાની શ્રદ્ધા ઓછી ન થાય. અને કોઇની પાસે કાંઇ માગવું ન પડે. ત્યારપછી તે રાજા પોતાના આખા રાજ્યમાં લાખો અતિથિઓને હંમેશાં જમાડતો. તેમાં અન્ન અને માંસ બન્ને ખાદ્ય પદાર્થ તરીકે રહેતાં. તેના રાજ અમલમાં એકવાર ભયંકર દુષ્કાળ પડ્યો ત્યારે લાખો પ્રજાજનો રાજા પાસે અન્ન માગવા માંડયા. પ્રજાને બચાવવા માટે તેણે હજારો પશુઓનો વધ કરી પ્રજાનું પોષણ કર્યું અને પ્રજાને જીવાડી. એ રાજાના તપોબળથી પોતાનો ભોગ આપી પ્રજાને જીવાડવા માટે ત્યાં લાખો પશુઓ પોતાની મેળે હાજર થાતાં. આ પશુઓનાં ચામડાંના મોટા પર્વત જેવડા ઘણા ઢગલા થયા હતા. રાજાના તપોબળથી થોડા સમયમાં પ્રચંડ વરસાદ થયો એ ચામડાના ડુંગરાને તે વરસાદથી ઉત્પન્ન થયેલી નદી ખેંચી ગઇ. એ રીતે લાખો ચામડાં તણાવાથી તે નદીનું નામ ચર્મણ્વતી પડયું. જે આજે વિંધ્યાચળ પર્વતમાં આવેલી ચંબલ નામની નદી છે. આ રાજાના રાજ્યમાં પ્રજા એટલી બધી સમૃદ્ધ હતી કે રાજાના મહેલોમાં અને પ્રજાના ઘરમાં ઘડા ઠામણાં કઠાયાં થાળીયું તપેલાં વગેરે બધાં વાસણ સુવર્ણનાં જ હતાં. આ રાજાએ સેંકડો વરસ સુધી રાજ કરેલું. તેમાં અનેક યજ્ઞો કરીને દેવ પિતૃ અગ્નિ બ્રાહ્મણો અને પ્રજાને સંતુષ્ટ કર્યા હતા.

## શ્લોક ૯૨ ब्रह्मावर्त

આ શ્લોકમાં વર્ણવેલ બ્રહ્માવર્ત, હસ્તિનાપુર (દિલ્લી) થી વાયવ્ય ખુણામાં આવેલો છે. સરસ્વતી અને દ્રશદ્વતી નદી વચ્ચેનો આ પ્રદેશ દેવતાઓએ પવિત્ર ગણ્યો છે. તે ચારસો ગાઉ લાંબો અને તેટલો પહોળો છે. તેને કુરૂક્ષેત્ર પણ કહે છે. મહાભારતની લડાઇ આંહી થઇ હતી.

**सरस्वती दृशद्वत्योर्देवनद्योर्यदन्तरं ॥ तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते ॥**
**दक्षिणेन सरस्वत्या दृषद्वत्युत्तरेण च ॥ ये वसन्ति कुरुक्षेत्रे ते वसन्ति त्रिविष्टपे ॥**

"સરસ્વતી અને દ્રશદ્વતી નદીઓનો વચ્ચેનો ભાગ એ દેવતાયે બનાવેલો બ્રહ્માવર્ત પ્રદેશ કહેવાય છે. સરસ્વતીથી દક્ષિણે અને દ્રશદ્વતીથી ઉત્તરે આવેલો પ્રદેશ કુરૂક્ષેત્ર છે. ત્યાં વસનારા સ્વર્ગમાં જ રહે છે એમ માનવું, અર્થાત ત્યાં મૃત્યુ પામનારા સ્વર્ગે જાય છે." આ બ્રહ્માવર્તની વચમાં પંચહ્રદ તીર્થ છે. અધર્મિ રાજાઓનો નાશ કરી પરશુરામે આ ૫ કુંડોમાં પિતાનું તર્પણ કર્યું હતું. પૂર્વે વિષ્ણુ ભગવાને મધુકૈટભ દૈત્યોને આંહી હણ્યા હતા. વિશ્વામિત્ર તપ કરી ક્ષત્રીયમાંથી બ્રાહ્મણ આંહી થયા હતા. દેવતાઓએ કાર્તિક સ્વામીને સેનાધિપતિ આંહી બનાવ્યા હતા અને તારકાસુરને કાર્તિક સ્વામીયે આહી હણ્યો હતો. મહાભારતની લડાઇમાં અર્જુન ભીષ્મ પિતાને મારતાં અચકાતો હતો ત્યારે શ્રીકૃષ્ણ ચક્ર લઇ ભીષ્મને મારવા ધોડેલા એ ચક્રતીર્થ આંહી છે. અભિમન્યુ આ સ્થળે મરાણો હતો. દધિચી તીર્થ આંહી છે. વૃત્રાસુર મનુષ્યો અને દેવતાને પીડા કરવા લાગ્યો ધર્મનો નાશ કરી અધર્મથી વર્તવા લાગ્યો ત્યારે તેનો નાશ કોઇપણ શસ્ત્રથી થઇ શકે નહી એવું તેને વરદાન હતું તેથી દધિચિ ઋષિનાં અસ્થિનું વજ્ર બનાવી ઇંદ્રે વૃત્રાસુરને આ પ્રદેશમાં હણ્યો હતો.

આ કુરૂક્ષેત્રમાં કૌરવ પાંડવોની ૧૮ અક્ષૌહિણી સેનાને સામસામે ભયંકર યુદ્ધ થયેલુ, તેમાં સેંકડો રાજાઓનાં મસ્તકો અર્જુને બાણથી કાપી નાખ્યાં હતાં. બન્ને પક્ષનાં લાખો લશ્કરીઓ હણાયા હતા.

ધૃતરાષ્ટ્રના ૧૦૦ પુત્રો દુર્યોધન વગેરે ભાઇઓ કૌરવ કહેવાતા અને યુધિષ્ઠિર ભીમ અર્જુન સહદેવ નકુળ એ પાંચ પાંડવ કહેવાતા. શ્રીકૃષ્ણ પાંડવોની પક્ષે હતા. શ્રીકૃષ્ણની બેન સુભદ્રા અર્જુનને પરણાવ્યાં હતાં. તેના પુત્ર અભિમન્યુને શ્રીકૃષ્ણે શસ્ત્ર વિદ્યા શિખવાડી હતી. તે ૧૬ વર્ષની ઉમરે ભયંકર યુદ્ધ કરી હજારોનો સંહાર કરી મૃત્યુ પામ્યો હતો. અભિમન્યુ શ્રીકૃષ્ણને ઘણો વહાલો હતો તેના મૃત્યુથી શ્રીકૃષ્ણને એટલુ બધું દુઃખ થયું હતું કે મહાભારતની લડાઇ પછી શ્રીકૃષ્ણ ૩૬ વર્ષ જીવ્યા ત્યાં સુધી હમેશાં અભિમન્યુને નામે એક ભોજનનો કોળીયો મુકી તેનું શ્રાદ્ધ કરી પછી જમતા.

આ મહાભારતના યુદ્ધ પછી યુધિષ્ઠિરને હસ્તિનાપુર (દિલ્લી)ની ગાદીએ બેસાર્યા અને શ્રીકૃષ્ણ દ્વારકા ગયા.

## શ્લોક ૫૩ હિત્વા હાલા

આ શ્લોકમાં બળભદ્રનો ઉલ્લેખ છે. બળભદ્રને મદિરા પીવાનો બહુ શોખ હતો. મહાભારતની લડાઇ વખતે પાંડવ અને કૌરવો તરફથી લડનારામાં પોતાના ઘણા નજીકના સગા હતા. દુર્યોધનનો દિકરો બળભદ્રનો જમાઇ હતો. આવાં કારણે મહાભારતની લડાઈ વખતે બળભદ્ર પોતે જાત્રા કરવા નીકળી ગયેલા. લડાઇ પુરી થઇ ત્યારે દુર્યોધનને ભીમે સાથળમાં ગદા મારી મારી નાંખ્યો ત્યારે તે સ્થળે બળભદ્ર આવેલા. ગદા યુદ્ધમાં સાથળમાં ગદા મારવાની મનાઇ છે મારે તો તે અધર્મ યુદ્ધ ગણાય. બળભદ્રે આ અધર્મ યુદ્ધ કરવા બદલ ઠબકો દીધો ત્યારે કૌરવોયે પાંડવો ઉપર કરેલા અનેક અન્યાયનું વર્ણન કરી શ્રીકૃષ્ણે ઉત્તર આપેલ.

બળભદ્ર વસુદેવના મોટા પુત્ર હતા. શ્રી કૃષ્ણ એનાથી નાના હતા. તે એકદમ ધોળા વાનના હતા. ડાબા હાથમાં હળ નામનું આયુધ અને જમણા હાથમાં મુશળ રાખતા. તેના રથ ઉપર તાડનું ચિન્હ હતું. તે શેષનાગનો અવતાર હતા. દુર્યોધન અને ભીમે ગદા યુદ્ધનું શિક્ષણ બળભદ્ર પાંસે લીધું હતું. તે ઘણા ભોળા ઉદાર ન્યાયી હતા. પાસાની રમત અને મદિરા એને પ્રિય હતાં. તે મહાભારત યુદ્ધ વખતે જાત્રાયે નિકળ્યા અને કુરૂક્ષેત્રમાં આવી સરસ્વતી નદીનું પાણી પી પવિત્ર થયા. આ યાત્રા દરમ્યાન મદિરા પીવાનું છોડી દીધું હતું.

## શ્લોક ૫૪ તસ્માદ્ ગચ્છે

આ શ્લોકમાં કનખલ, જહ્નુ રાજાથી ગંગાની ઉત્પત્તિ તથા સગર રાજાના દિકરા અવગત્યે ગયેલા તેને ભગીરથ રાજાયે તપ કરી ગંગાને તે સ્થળે ઉતારી સ્વર્ગે મોકલ્યા આ પૌરાણિક કથાઓનું સૂચન છે.

**કનખલ** એ હરદ્વારથી બે માઇલને છેટે ગંગાને કિનારે તીર્થનું ગામ છે. ત્યાં દક્ષ પ્રજાપતિનું મોટું મંદિર છે. આ કનખલ તીર્થમાં નહાવાથી ફરી જન્મ થતો નથી. મોક્ષ મળે છે એવું શાસ્ત્રોમાં લખ્યું છે. દક્ષ પ્રજાપતિયે આહીં યજ્ઞ કર્યો હતો. શંકરને યજ્ઞમાં તેડાવ્યા નહિ એ પોતાના પતિનું અપમાન સહન ન થવાથી દક્ષની પુત્રી સતીયે ત્યાં યજ્ઞ

કુંડમાં પડી પોતાનો દેહત્યાગ કર્યો. તે ઠેકાણું આજે પણ બતાવવામાં આવે છે. આહીં ગંગાનો પટ પહોળો છે અને એકદમ ધોળો પ્રવાહ છે.

**જહ્નુકન્યા**—સોમવંશી રાજા જહ્નુ તપ કરતા હતા. ભગીરથ રાજાના રથ પાછળ આવતા ગંગાના પ્રવાહથી તેનો આશ્રમ બુડી ગયો. તેથી તે ગંગાને પી ગયા પછી દેવોની પ્રાર્થનાથી પોતાના કાનમાંથી તેને કાઢી તેથી ગંગા જાન્હવી કહેવાણાં. તે હિમાલયમાંથી નિકળી આઠેક માઇલ ચાલ્યા પછી ગંગાદ્રિ જેને ગંગોત્રી કહે છે ત્યાથી પ્રવાહ આગળ ચાલ્યો ઉત્તર તરફનો પ્રવાહ ભાગીરથી કહેવાય છે તે જ દેવપ્રયાગમાં અલકનંદાની સાથે મળતાં ગંગા કહેવાય છે.

## સગરના પુત્રોનો ઉદ્ધાર

[1] સૂર્યવંશમાં બાહુ નામેનો ચક્રવર્તી રાજા થયો. હૈહય તાલજંઘ કામ્બોજ પલ્હવ પારદ યવન શક એ બધાયે મળી તેનું રાજ્ય લઇ લીધું. ત્યારે બાહુ રાજા પોતાની બે રાણીઓ સાથે વનમાં ભાગી ગયા તેની પતિવ્રતા યાદવી નામની સ્ત્રી સગર્ભા હતી. તેની શોકયે તેના ગર્ભના નાશ માટે ગર-ઝેર આપ્યું પણ યાદવીના પતિવ્રતાપણાના પ્રભાવથી ગર્ભ કે પોતે મર્યા નહી. વનમાં બાહુ રાજા મરણ પામ્યા. તેની પાછળ યાદવીને ભૃગુના પુત્ર ઔર્વ ઋષિયે સતી થતી અટકાવી પોતાના આશ્રમમાં લઇ ગયા. ત્યાં પુત્રનો જન્મ થયો. ઝેર સાથે જ તે અવતર્યો તેથી તેનું નામ સગર પાડયું. સગરને જાતકર્માદિ સંસ્કાર કરાવી બધા વેદ અને શસ્ત્રવિદ્યા ભણાવી. દેવતા પણ સહન ન કરી શકે એવું આગ્નેયાસ્ત્ર આપ્યું. પછી સગરે તાલજંઘ નામના હૈહયનો સંહાર કર્યો, પછી શક યવન કામ્બોજ વગેરેને હણવાની તૈયારી કરી. ત્યારે કાંબોજ વગેરે વસિષ્ઠને શરણે ગયા. ત્યારે ઋષિયે સગરને તેઓનો સંહાર કરતાં અટકાવ્યા. પછી સગરે તેઓને શિક્ષા તરીકે ધર્મથી બહિષ્કૃત કર્યા અને બધાના વેશ આર્યોથી જુદા ઠરાવ્યા. શકોનાં મસ્તક અર્ધાં મુંડાવ્યાં, યવનો અને કાંબોજોનાં મસ્તક આખાં મુંડાવ્યાં. પારદોને છુટા કેશવાળા રાખ્યા. પલ્હવોને દાઢીવાળા કર્યા. વેદાધ્યયન અને વૈદિક કર્મથી એ બધાને બહિષ્કૃત કર્યા.

સગરને કશ્યપની પુત્રી સુમતિથી અસમંજસ અને વિદર્ભ રાજાની પુત્રી કેશિનીથી ૬૦,૦૦૦ સાઠ હજાર પુત્રો થયા. સગર રાજાએ અશ્વમેધ યજ્ઞ કર્યો ત્યારે ઘોડો છુટો મુકયો. પોતાના સાઠ હજાર પુત્રોને ઘોડાની રક્ષા કરવા મોકલ્યા. ઇંદ્ર દ્વેષભાવથી એ ઘોડાને પાતાળમાં કપિલમુનિ તપ કરતા હતા ત્યાં લઇ જઇ બાંધ્યો. ઘોડાને ગોતવા માટે સગરના પુત્રોયે પૃથ્વી ખોદી પાતાળમાં ગયા. ત્યાં કપિલમુનિના આશ્રમમાં ઘોડાને જોઇ તેને ચોર માની અપશબ્દો કહ્યા તેથી કોપ પામી કપિલે એ સાઠે હજાર સગર પુત્રોને બાળી ભસ્મ કર્યા. પછી અસમંજસના પુત્ર અંશુમાને તપાસ કરી એ સાઠ હજાર સગર પુત્રોની ભસ્મ જોઇ મુનિની પ્રાર્થના કરતાં કહ્યું કે આકાશ ગંગાના જળથી એ રાખ ધોવાય તો તેઓનો ઉદ્ધાર થાય. પછી અંશુમાનના પૌત્ર અને દિલીપના પુત્ર ભગીરથે ઘણો કાળ તપ કરી

---

૧ પદ્મપુરાણ સર્ગખંડ અ૦ ૧૫

ગંગાને સ્વર્ગમાંથી પૃથ્વીપર ઉતાર્યાં. પણ તે પહેલા શંકર ઉપર તપ કરી ગંગાને પોતાના મસ્તક પર ઝીલવાનું વરદાન લીધું પછી ગંગાને પૃથ્વીપર ઉતાર્યાં ત્યારે શંકરે પોતાની જટામાં ઝીલ્યાં. પછી આગળ પ્રવાહ ચાલ્યો. પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કર્યો. ભગીરથના તપથી ગંગા પૃથ્વીપર આવ્યાં તેથી ભાગીરથી કહેવાણાં.

## શ્લોક ૫૫ तस्याः पातुं

આ શ્લોકમાં ગંગા યમુનાના સંગમનો ઉલ્લેખ છે. આ સંગમ પ્રયાગમાં થયો છે. મેઘનો પડછાયો ગંગામાં પડતાં પ્રયાગનો ગંગા યમુનાનો સંગમ આંહી થયો હોય એવું દૃશ્ય કવિયે વર્ણવ્યું છે. તેથી એ સંગમને લગતી પ્રયાગની થોડી હકીકત આંહી આપું છું.

પ્રયાગમાં વિક્રમ સંવત ૧૬૨૯ માં અકબર બાદશાહે કિલ્લો બાંધ્યો. ત્યાં તેનો મુખ્ય સુબો રહેતો. ત્યારે આનું નામ **અલ્લાહાવાસ** કે **ઈલાહાવાસ** હતું. છેવટે **અલાહાબાદ** થયું. છતાં હિંદના ૩૩ કરોડ હિંદુઓ તો તે પવિત્ર તીર્થને પ્રયાગને નામે જ ઓળખે છે. તે હિંદુઓનું મોટું જાત્રાનું ધામ છે.

પાંડવો પોતાના વનવાસ દરમ્યાન કેટલોક વખત વારણાવતમાં રહ્યા. હતા તે પ્રયાગની નજીકનો પ્રદેશ હતો. રામ અને સીતાયે પોતાના વનવાસનો કેટલોક સમય પ્રયાગમાં ગાળ્યો હતો. આંહીં ગંગા યમુના સરસ્વતીનો સંગમ થવાથી મોટું તીર્થ સ્થાન છે. પંજાબમાં ગુપ્ત થયેલ સરસ્વતી નદી આંહી પ્રગટ થાય છે, તેથી આંહી ત્રણ નદીઓના સંગમથી ત્રિવેણી તીર્થ પણ છે. અયોધ્યાથી વનવાસમાં નિકળેલા રામ ચિત્રકૂટ જતાં પહેલાં ભરદ્વાજ મુનિના આશ્રમમાં રોકાણા હતા તે આશ્રમ આંહી છે. માધવ, સોમેશ્વર, ભારદ્વાજેશ્વર, વાસુકીશ્વર, અક્ષયવડ, પ્રયાગ, વેણીમાધવ ગંગા યમુના સરસ્વતી વગેરે તીર્થો આંહી છે. આંહી સૌ શ્રાદ્ધ કરે છે. જીવતાં માબાપનાં પણ આંહી શ્રાદ્ધ કરાય છે. શ્રાદ્ધ કરાવવા પહેલાં શિખા શિવાયના આખા માથાનું મુંડન–ટકો કરાવવો એવો નિયમ છે. તેમ જ સૌભાગ્યવતી સ્ત્રીઓ પણ પોતાના મોવાળાની એક લટ આપે છે. દક્ષિણ હિંદની દ્રાવિડી સ્ત્રીઓ તો કેટલીક આખા મસ્તકનું મુંડન કરાવે છે. આ ક્ષેત્ર તીર્થરાજ કહેવાય છે. આનું માહાત્મ્ય પુરાણોમાં મહાભારત વગેરેમાં ઘણું વર્ણવેલ છે.

ઇસ્વીસન પહેલાં ૩૦૦ ત્રણસો વર્ષનો એક ઉભો કરેલો સ્તંભ કિલ્લામાં છે. તેમાં અશોકનો લેખ છે તેમ જ સમુદ્રગુપ્તના વૈભવનું વર્ણન કોતરેલું છે. એક બીજો સ્તંભ છે તેમાં કૌશાંબીના રાજાનું વર્ણન છે. ઇસ્વીસનની ૭ મી સદીમાં ચીની મુસાફર હુએન્સંગ આંહી આવેલ તેણે આ સ્થાન બહુ પવિત્ર મનાય છે એમ લખેલું છે. અક્ષયવડ ઘણા કાળનો હતો તે જહાંગીરે ખોદાવી નાખ્યો. વિક્રમ સવત ૧૭૯૫માં મરાઠાઓએ આ કિલ્લો કબજે કરેલો. સંવત ૧૮૫૭ માં આ પ્રદેશ અંગ્રેજોના તાબામાં આવ્યો.

પ્રયાગ, યમુના નદીને કાંઠે વસેલું છે. ત્યારે કિલ્લો ગંગા યમુનાના સંગમ ઉપર છે. દર વર્ષે મહા માસમાં મેળો ભરાય છે. દર છઠે વર્ષે અર્ધકુંભ મેળો અને ૧૨ વર્ષે કુંભ મેળો ભરાય છે, ત્યારે લાખો યાત્રાળુઓ ત્રિવેણી સંગમ ઉપર સ્નાન માટે આવે છે.

**પ્રયાગની પશ્ચિમે ખુશરૂ બાગ છે. ત્યાં જહાંગિર બાદશાહે પોતાની, તેની માની અને બહેનની કબરો કરાવી છે.**

## श्लोक ५६ आसीनानां

આ શ્લોકમાં કસ્તૂરી મૃગનો ઉલ્લેખ છે. કસ્તૂરી મૃગ કાશ્મીરથી આસામ સુધીના પ્રદેશમાં ફેલાયેલ હિમાલય પર્વતમાં જ થાય છે. દુનીયાના બીજે કયાંય પણ કસ્તૂરી મૃગ કે કસ્તુરી થતી નથી. તે પવિત્ર સુગંધી પૌષ્ટિક ચીજ વસ્તુ તરીકે આખી દુનીયામાં વપરાય છે. આર્ય શાસ્ત્રોના મંત્ર તંત્ર અને પ્રયોગોમાં તથા આયુર્વેદમાં ઔષધ તરીકે આનો બહોળો ઉપયોગ થાય છે.

## श्लोक ५७ तं चेद् वायौ

હિમાલયમાં ચમરી નામની ગાય થાય છે તેના પુંછડાના વાળ ગુચ્છાવાળા કાળા કે ધોળા રંગના હોય છે. ચાંદી સોનાના હાથામાં મઢાવી તે દેવને ચમ્મર ઢોળવામાં વપરાય છે તે પવિત્ર ગણાય છે. આ ચમરી ગાય હિમાલય શિવાય દુનીયાના કોઇ પણ ભાગમાં થતી નથી.

## श्लोक ५९ तत्र व्यक्तं, श्लोक ६० शब्दायन्ते

આ શ્લોકોમાં શંકર પાર્વતી અને તેનું નિવાસસ્થાન હિમાલયનો ઉલ્લેખ છે.

**હિમાલય** શંકર પાર્વતીનું નિવાસસ્થાન છે. કૈલાસની આજુબાજુના હિમાલય પ્રદેશમાં તેઓ હરે ફરે છે ક્રીડા કરે છે.

હિમાલય પર્વત ઉપરનાં અસંખ્ય શિખરો એ દુનીયાના પર્વતોમાં ઉચામાં ઉંચાં છે. હિમાલયની ઉચાઇની શોધખોળ હાલના શાસ્ત્રપ્રમાણે ચાલુ છે પણ હજી તેના ચોથા ભાગની માહિતી પણ મળી શકી નથી.

હિમાલયની વાયવ્ય મર્યાદા સિંધુ નદી સુધી છે. કાશ્મીરમાંના **નંગા પર્વત**ના શિખર પાંસેથી પૂર્વે ૨૦ રેખાંશ સુધી હિમાલય ફેલાણો છે. મહાકવિ કાલિદાસ કહે છે. "**स्थितः पृथिव्या इव मानदंडः પૃથ્વીનો માન દંડ એ હિમાલય** છે. હિમાલય એટલો વિશાળ વિસ્તૃત છે કે તેનું પ્રમાણ કાઢી શકાયું નથી. કાશ્મીર નેપાળ સિક્કિમ દારજીલીંગ ભુતાન અને બીજાં ઘણાં રાજ્યો હિમાલયની તળેટીમાં રહેલાં છે. વિવિધ ભાષા અને આકૃતિનાં માણસો ત્યાં વસે છે. પેલી બાજુ ટીબેટ પણ હિમાલયની તળેટીમાં છે. ઉત્તર દિશા તરફ જનારી પર્વત શ્રેણી મનુષ્યોથી અગમ્ય છે. જ્યાં વિદ્યાધરો ગંધર્વો કિન્નરો વગેરે રહે છે. ત્યાં મનુષ્યો જઇ શકતાં નથી. આજે પણ તેઓ દસ દસ હજાર વર્ષ જીવે છે. અર્જુન અશ્વમેધ યજ્ઞ વખતે ઉત્તર દિશા જીતવા દૂર સુધી ગયા ત્યારે તેને અટકાવ્યા હતા કે હે અર્જુન તમે મનુષ્ય છો. હવે પછી દેવકોટીનો વસવાટ છે ત્યાં તમે જઇ શકશો નહિ, અને તેઓને જીતી શકશો નહી. માટે પાછા વળો. હિમાલયના ત્રિશળ નંદાકોટ ધવલગિરિ નંદાદેવી કાંચનગંગા ગૌરીશંકર વગેરે સેંકડો શિખરો ૧૫ થી ૩૦ હજાર ફુંટ ઉંચાઇના છે તેમાં ગૌરીશંકર શિખર ૩૦,૦૦૦ ત્રીશ હજાર ફુંટથી વધુ ઉંચો છે. પણ તેનું સાચું માપ કોઇ કાઢી શક્યું નથી કે ત્યાં જઇ શકાતું નથી. ત્યાં કુબેરની નગરી અલકાપુરીમાં યક્ષો રહે છે. ગૌરીશંકર અને કૈલાસ ઉપર વિમાન પણ ઉડી શકતું નથી. ચડવા માટે પશ્ચિમના ઘણા સાહસિકોયે મહેનત કરી પણ ઘણા મરી ગયા અને ઘણા થોડી માપણી કે નિશાન કરી પાછા માંડ જીવતા ઘર ભેગા થયા છે.

હજીપણ ત્યાં ચડવાના પ્રયત્ન થયા કરે છે. શંકર પાર્વતીને હરવા ફરવા વિહાર કરવાનો તે પ્રદેશ છે. ત્યાં યોગી લોકો જ જઇ શકે છે. મરણ ધર્મવાળાં મનુષ્યો જઇ શકતાં નથી. યોગીઓ પણ અમુક મર્યાદા સુધી જ જાય છે જો તે મર્યાદા વળોટે તો પુરુષો સ્ત્રીયો બની જાય છે

**ગૌરીશંકર શિખરને** નંદાદેવી પણ કહે છે. પર્વતો અને શિખરોમાંનો એ ઉંચામાં ઉંચો છે. સન ૧૮૪૧ માં એટલે ૧૧૧ વર્ષ પહેલાં સર જ્યોર્જ એવરેસ્ટ નામના ભૂગોળ વેત્તાયે ત્રિકોણમિતિના નિયમાનુસાર આ શિખરની ઉંચાઇનું માપ ૨૯૦૦૨ ઓગણત્રીસ હજાર બે ફુટનું કાઢેલું હતું. ત્યાર એને નામે ગૌરીશંકરનું નામ એવરેસ્ટ પાડેલ છે. પણ આ માપ બરાબર નથી. ત્યારપછી એક માણસે ૨૯૦૦૨ ફુટનું આગલ્યું માપ ખોટું ઠરાવી ૨૯૧૪૧ ફુટ ઉંચાઇ ઠરાવી છે. આ બધાં અનુમાન છે. આ દેવ ભૂમિમાં કોઇ ઠેઠ માથે પહોંચી શકે એમ નથી કે સાચું માપ કાઢી શકે એમ નથી. યોગસિદ્ધ કે રસસિદ્ધ પુરૂષો કે જેની ગતિ ગમે તે લોકમાં જાવા આવવાની છે તેઓ જ માત્ર ત્યાં જઇ શકે છે. આ પ્રચંડ ઉત્તુગ પૃથ્વીનું માપ કરવાના દંડ સરખા હિમાલયના શિખર પાસે ત્રિકોણમિતિ કે ગણિત શાસ્ત્ર કે બીજાં સાધનો કુંઠિત થઇ જાય છે.

૧૯૦૦૦ ફુટ ઉંચાઇના **બોંબુ ઘાટની** ખીણોમાં જંગલી ગુલાબનાં વન છે **ખંજુઆ-ઘાટ અને ચોંગટા ઘાટ** ૧૫૦૦૦ અને ૧૬,૦૦૦ ફુટ ઉંચાઇયે આવેલાં છે ત્યાં દેવદાર વૃક્ષોનાં વન છે એના થડનો ઘેરાવો ૨૦ થી ૨૫ ફુટનો અને ઉંચાઇ ૧૫૦ થી ૧૭૫ ફુટની હોય છે. ભોજપત્રના વૃક્ષોનાં પણ વન ત્યાં છે તેમ બીજી ઘણી વનસ્પતિઓ ઉગે છે. ૧૬૫૦૦ ફુટની ઉંચાઇએ **રોગબર્ડ** નામની ખીણ આવે છે ત્યાં એક મઠ છે તેમાં ૩૦૦ થી ૪૦૦ સાધુઓ તથા સાધ્વીઓ રહે છે.

હિમાલયમાં સેંકડો તપસ્વીઓ, ઋષિ મુનિઓ, ઋષિ પત્નીઓ સાથે રહે છે, યોગ સાધના અને તપ કરે છે. તેઓનાં દર્શન ભાગ્યશાળીને જ થાય છે. હિમાલયની શોધખોળ માટે ચડવા ઇચ્છનારાઓએ પ્રથમતો મન વચન કર્મથી પવિત્ર થાવું. રસાયન ઔષધના સેવનથી કાયા કલ્પની પદ્ધતિયે પોતાનાં શરીરો ઠંડી તડકો વરસાદ રોગથી પરાભવ ન પામે તેવાં અને સેંકડો વર્ષ જીવી શકે તેવાં બનાવવાં જોઇએ. પછી યોગાભ્યાસ કરી સિદ્ધ થયા પછી તે મનુષ્ય હિમાલયમાં બધે જઇ શકે છે. આ સ્થિતિ મેળવ્યા પહેલાં હિમાલય માટે પ્રયત્ન કરનારા તમામ નિષ્ફળ જાવાના છે.

**શિવ**—શંકર મહેશ્વર મહાદેવ ઇશાન શંભુ ચંદ્રશેખર ગિરીશ નીલકંઠ ત્રિલોચન રૂદ્ર ઉમાપતિ હર વિશ્વનાથ રસેશ રસેશ્વર વગેરે શિવનાં નામ છે. શંકર ધન પુત્ર સંતાનના દેવતા છે. શંકરનો ભક્ત કદી પુત્ર વિનાનો કે નિર્ધન હોતો નથી. આયુર્વેદ યોગ વિમાન શાસ્ત્ર વિજ્ઞાન શાસ્ત્ર રસાયન શાસ્ત્ર મંત્રતંત્ર શાસ્ત્ર ધાતુવાદ વગેરેના આધષ્ઠાતા દેવતા શંકર છે. ચારે વેદોમાં શંકરની જ સ્તુતિ કરી છે. રામચંદ્ર, શ્રીકૃષ્ણ વગેરે વિષ્ણુના અવતાર રૂપે અવતરેલા અવતારી પુરૂષો શંકરના ભક્ત હતા. મહાભારત રામાયણ અઢારે પુરાણો વેદો ઉપનિષદો વગેરેમાં શિવને સર્વોત્તમ મોટા દેવ, દેવોના ઈશ્વર કહી શંકરની સ્તુતિ કરી છે. હિંદુસ્થાનનાં ૭ લાખ નાનાં મોટાં ગામોમાં અપવાદરૂપે ૧ પણ ગામ કે ગામડું નહિ

હોય કે જ્યાં શંકરનું મંદિર ન હોય. દરેક મંદિરમાં શંકરનું શિવલિંગ પાર્વતીની અને ગણેશની મૂર્તિ એ ત્રણ હશે. સમુદ્રમંથનથી નિકળેલું હળાહળ ઝેર ત્રણે લોકનો નાશ કરત તેને શંકર પી ગયા અને જગતને બચાવ્યું,

**પાર્વતી** એ શ્રી ભુવનેશ્વરી છે. અર્ધનારી નટેશ્વર શકરનાં અર્ધાંગના પત્ની છે. તમામ દેવતાઓ દેવીઓ તેની સેવા કરે છે. તે મણિદ્વિપમાં ચિંતામણિ ગૃહમાં રહે છે.

## શ્લોક ૬૧ प्रालेयाद्रेः

આ શ્લોકમાં હિમાલયમાં પરશુરામનું પરાક્રમરૂપ હંસદ્વાર ક્રૌંચરંધ્રનો અને બલિરાજાને તાબે કરવા તૈયાર ગયેલા વામન ભગવાનનો કાળો પગ આટલી બાબતનો ઉલ્લેખ છે.

**પરશુરામ એ વિષ્ણુનો ૧૬ મો** અવતાર હતા.

તપસ્વી જમદગ્નિ ઋષિ વિદર્ભ રાજાની કુંવરી રેણુકાને પરણેલા. તેને રૂમણ્વંત સુષેણ વિશ્વ વિશ્વાવસુ અને છેલ્લા પરશુરામ એમ પાંચ પુત્રો થયા. સહસ્રાર્જુનના વધ માટે ઇંદ્રાદિ દેવતાએ વિષ્ણુ ભગવાનની પ્રાર્થના કરવાથી તે રેણુકામાં પરશુરામ રૂપે અવતર્યા. એની પિતામહી (ડાડી)ની ભુલથી એની માયે યજ્ઞનો ચરૂ ખાવામાં ભુલ કરી. ચરૂ બદલાઇ ગયો તેથી પરશુરામ ક્રૂર કર્મ કરનારા ક્ષત્રિય સ્વભાવના બ્રાહ્મણ થયા. તે પોતાના પિતા પાસે બધા વેદ અને શસ્ત્રવિદ્યા શીખ્યા હતા. રેણુકા નદીયે નહાવા ગયાં ત્યાં ચિત્રરથ નામના રાજાને જળક્રીડા કરતો જોઇ મોહ પામી તે રાજાની ઇચ્છા કરી પાણીમાં પડી તે સાથે વ્યભિચાર કર્યો તે વાત જાણી જમદગ્નિએ પોતાના ચાર દિકરાને એની માનું માથું કાપી નાખવા આજ્ઞા કરી. તેઓએ તેમ ન કર્યું એટલે તેઓને શાપ આપી મૃગ અને પક્ષીઓ બનાવી દીધા. પછી પરશુરામને એની માતું માથું કાપી નાખવાની આજ્ઞા કરી. તેણે પિતાના વચન પ્રમાણે માતાનું માથું કાપી નાખ્યું. જમદગ્નિયે પ્રસન્ન થઇ વરદાન માગવાનું કહેતાં પોતાની માતા જીવતી થાય અને પોતે માથું કાપ્યું એ વાતનુ તેને સ્મરણ ન રહે એવું, તથા પોતાના ભાઇઓ મૃગ પક્ષીમાંથી માણસ બનવાનું, યુદ્ધમાં કોઇથી નહિ હારવાનું અને હજારો વર્ષનું લાંબું આયુષ્ય માગ્યું, પિતાએ તે બધું આપ્યું.

એક વખત આશ્રમમાંથી વાછડાને હરી જનારા સહસ્રાર્જુનને પરશુરામે હણ્યો, તેથી ક્રોધ પામી સહસ્રાર્જુનના પુત્રોયે જમદગ્નિને મારી નાખ્યા. પરશુરામે પિતાના વધથી ક્રોધ પામી ૨૧ વખત નક્ષત્રી પૃથ્વી કરી અને ભારરૂપ થયેલા અધર્મી રાજાઓને માર્યા. દશરથ, જનક કે એવા બીજા ધર્મપરાયણ પ્રજાપાલક રાજાને બોલાવ્યા નથી. ત્યારપછી સીતાને પરણી રામ જનકપુરથી આવતા હતા ત્યારે શંકરના ધનુષ્યનો ભંગ રામે કર્યો જાણી રામને જોવા સામા મળ્યા બન્ને રામ મળ્યા પછી પરશુરામ દક્ષિણ દિશા તરફના મહેંદ્ર પર્વત ઉપર જઇ ઉગ્ર તપ કરવા લાગ્યા. આજે પણ તે ઘણાને દર્શન આપે છે.

પક્ષિઓ પણ ન ઓળંગી શકે એવા હિમાલયના દુર્ગમ આકાશગામી પર્વતોને બાણથી ભેદી પરશુરામે છિદ્ર પાડી માર્ગ કર્યો છે. આ દ્વારને માર્ગે ઉત્તર દિશાયે માન સરોવર અને કૈલાસ પર્વત તરફ જવાય છે. હંસો પણ આ માર્ગે જ જાય છે. તે હંસદ્વાર કે ક્રૌંચરંધ્ર કહેવાય છે આ દેવોથી પણ ન થઇ શકે એવું અસાધારણ પરાક્રમ પરશુરામે કરવાથી તેની કીર્તિ આજ સુધી જળવાઇ રહી છે.

**વામન અવતાર**–કુરૂક્ષેત્રમાં વામન ભગવાનનું મંદિર છે ત્યાં તીર્થયાત્રા કરવા નિકળેલા અર્જુનને શૌનક ઋષિએ જે હકીકત કહી તેનો સારાંશ નીચે પ્રમાણે છે.

બલિ રાજાએ ઇંદ્રને સ્વર્ગમાંથી કાઢી મુકયો. દેવતાઓને હરાવી ઇંદ્રપદ લઇ લીધું. ત્યારે દક્ષની પુત્રી અદિતિ દેવમાતાયે ઘોર તપ કરી વિષ્ણુને પ્રસન્ન કર્યા, વિષ્ણુએ અદિતિને પેટે જન્મ લઇ અસુરોનો સંહાર કરી ઇંદ્રને ફરી એનું સ્થાન અપાવવા સ્વીકાર્યું,

પ્રહલાદનો પુત્ર વિરોચન, તેનો પુત્ર બલિ ઉગ્ર તપ કરી બ્રહ્મા પાંસેથી વરદાન મેળવી તેણે સ્વર્ગ પૃથ્વી પાતાળ એક ત્રણે લોક પોતાના તાબામાં કર્યા. ઇંદ્રિ અને દેવતાઓ નિરાધાર થઇ ભટકવા લાગ્યા. દેવતાઓની પ્રાર્થનાથી વિષ્ણુએ કશ્યપની સ્ત્રી અદિતિને પેટે જન્મ લીધો તે વામન ભગવાન ઘાટમાં ઠીંગણા હતા. તેને આઠ વર્ષની ઉમરે જનોઇ દીધી.

બલિરાજા અશ્વમેધ યજ્ઞ કરતો હતો. ત્યાં બૃહસ્પતિને આગળ કરી વામન ગયા. ત્યાં શુક્રાચાર્ય, ઋષિઓ, વિદ્વાન બ્રાહ્મણો વગેરે હતા. વામન ભગવાને શાસ્ત્રાર્થથી તે બધાને નિરૂત્તર કર્યા હરાવ્યા. આઠ વર્ષના અને સાત ઠીંગણા વામનજીના અલૌકિક જ્ઞાનથી આશ્ચર્ય ફેલાયું બલિરાજાયે વામનજીનો સત્કાર પૂજા પ્રાર્થના કરી, આપ કોણ છો, કયાંથી આવો છો, શું જોઇએ છીએ જે જોઇએ તે માગો. એમ કહેતાં શુક્રાચાર્યે અને પ્રહલાદે બલિરાજાને રોકયો કે આ વિષ્ણુ ભગવાન તુંને છેતરવા અને ઇંદ્રને સ્વર્ગ પાછું અપાવવા આવેલ છે માટે માગે તે આપતા નહિ. પણ બલિ રાજા કહે જે માગે તે આપવા હું બોલ્યો છું માટે ભલે મારૂં સર્વસ્વ લઇ લ્યે પણ આપીશ. વામન ભગવાને ૩ ડગલાં પૃથ્વી માગી. બલિરાજાયે સંકલ્પ કરી તેના હાથમાં પાણી મુકયું. તુરત વામને વિરાટ રૂપ ધારણ કર્યું. પૃથ્વીમાં પગ, સ્વર્ગમાં મસ્તક અને સૂર્ય ચંદ્ર તથા તમામ દેવો એના શરીરમાં જોવામાં આવ્યા. વામને ઇંદ્રને સ્વર્ગ અને પૃથ્વીનું રાજ્ય આપ્યું અને બલિરાજાને પૃથ્વી નીચેનું સુતલ નામનું પાતાળનું રાજ્ય આપ્યું અને કહ્યું કે ત્યાં તું અનેક વિલાસ અને વૈભવ ભોગવ્ય. યજ્ઞ યાગ કર અને સુખે રહી આનંદ મનાવ્ય હવેથી ઇંદ્રાદિ દેવોનો દ્રોહ કરીશ માં. ત્યાં તારૂં દૈત્યાધિપત્ય કાયમ રહેશે. બલિરાજાયે ભગવાનની યાજ્ઞા માથે ચડાવી પોતાના પરિવાર સાથે સુતલ નામના પાતાળમાં જઇ ત્યાં રાજ્ય કરવા લાગ્યો.

આ પ્રમાણે વામન ભગવાનનો કાળા પગની ઉપમા વિરાટ સ્વરૂપને અંગે આ શ્લોકમાં આપી છે.

## શ્લોક ૬૨ गत्वा चोर्ध्वं

આ શ્લોકમાં રાવણે કૈલાસ પર્વતને ખળભળાવ્યો હતો એ હકીકત છે તે રાવણ કોણ હતો તે ટુંકામાં બતાવશું. તૃણુબિંદુ રાજાયે પોતાની ઇડિવિડા નામની કન્યા પુલસ્ત્ય ઋષિને પરણાવી તેનો દીકરો વિશ્રવા થયો વિશ્રવાને ૪ સ્ત્રીયોં હતી તેમાં મોટી દેવવર્ણિનીમાં કુબેરનો જન્મ થયો તેનું મોટુ શરીર, મોટું માથુ, મોટી ડાઢી એમ વિચિત્ર બેડોળ શરીર જોઇ પિતાયે કુબેર ખરાબ આકારનો એવું નામ પાડ્યું. પછી તેણે શંકર ઉપર તપ કરી

૧ આ કથા વિસ્તારપૂર્વક હરિવંશના ભવિષ્ય પર્વના અધ્યાય ૬૪ થી ૭૨ સુધીમાં છે. મત્સ્ય પુરાણમાં અધ્યાય ૨૪૬માં છે. રામ રાવણની વિસ્તાર પૂર્વકની કથા વાલ્મિકી રામાયણમાં.

સુંદર શરીર, દીર્ઘાયુષ મેળવી અલકાપુરીનો રાજા થયો અને શંકરનો મિત્ર બન્યો. કુબેરનો ભાઇ રાવણ કુંભકર્ણ વિભીષણ અને શૂર્પણખા નામની બેન હતી. રાવણ ઘણો વિદ્વાન હતો. પણ સ્વભાવે અને કર્મે ક્રૂર અને અધર્મી હતો. તે આગલા જન્મમાં હિરણ્યકશિપુ રૂપે હતો, રાવણે સાઠ હજાર વર્ષ પૃથ્વી સ્વર્ગ અને પાતાળનું રાજ્ય કર્યું. ત્રેતાયુગ ઉતરતાં દશરથના પુત્ર રામચંદ્રે તેનો વધ કરી પૃથ્વીનો ભાર ઉતાર્યો.

**રાવણે કૈલાસને ખળભળાવ્યો.** કુબેર પાસે પુષ્પક વિમાન હતું તે આપવાની ના પાડી એટલે કૈલાસ પર્વતની તળેટીમાં આવેલી અલકાપુરીને છિન્નભિન્ન કરવા માટે રાવણે કૈલાસ પર્વતને ઉપાડી પછાડી ભાંગી નાખવા પ્રયત્ન કરેલો તેથી કૈલાસ પર્વત ખળભળી ગયો હતો પછી કુબેરે તેને પુષ્પક વિમાન આપ્યું. આ હકીકતનો ઇસારો આ શ્લોકમાં કવિયે કરેલ છે.

## શ્લોક ૬૩ उत्पश्यामि

કૈલાસ પર્વત સફેદ રંગનો છે. આજે પણ માનસરોવરની નજીક ટિબેટની હદમાં કૈલાસ પર્વતની યાત્રાએ જનારા યાત્રાળુઓ કૈલાસ પર્વતનાં દર્શન નીચેથી કરે છે. તે ઘણો ઊંચો છે. તેના ઉપર કોઇ ચડી શકતું નથી શિવલિંગના આકારનો આ પર્વત છે. તેની જ સામે નંદી-પોઠીયાના આકારનો વિશાળ પર્વત છે. શંકરના મંદિરમાં શિવલિંગની સામે નંદી પોઠીઓ રાખવામાં આવે છે એ રીતનું દશ્ય ત્યાં જોઇ શકાય છે. એટલે સફેદ કૈલાસ ઉપર કાળા રંગનો તું કેવો દેખાશ એ બતાવતાં બળભદ્રનું દ્રષ્ટાંત આપે છે

**બળભદ્ર** વસુદેવના પુત્ર હતા અને શ્રીકૃષ્ણના મોટાભાઇ થાય. તે વાને ઘણા રૂપાળા ધોળા હતા. તેને વાદળી કે કાળાં લુગડાં પહેરવાનો શોખ હતો ધોળા રંગના બળભદ્ર કાળાં લુગડાં પહેરવાથી જેવા દેખાતા તેવો તું ધોળા રંગના કૈલાસ પર્વત ઉપર દેખાશ એમ યક્ષ કહે છે

## શ્લોક ૬૪ तस्मिन् हित्वा

આ શ્લોકમાં શંકર પોતાનાં પત્ની પાર્વતીને ઉંચા નિચા ભાગમાં હાથનો ટેકો આપે છે તેમ જણાવ્યું છે. એ શંકર પાર્વતી કોણ છે તે ટુંકામાં લખું છું. ભરતખંડમાં ગામોગામ શંકરનું મંદિર હોય છે અને તેમાં શિવલિંગ નંદી પાર્વતી અને શંકરના પુત્ર ગણપતિની મૂર્તિ પૂજાય છે. શંકર વાને ધોળા છે અને તેની ઉંમર કિશોર અવસ્થા જેવી હમેશાં રહે છે. તે મસ્તકમાં અને શરીરે વિભૂતિ અને રુદ્રાક્ષની માળા તથા સર્પનાં આભૂષણ પહેરે છે. હિંદના વેદ ઉપનિષદ વિ. શાસ્ત્રોમાં શંકરની ઉપાસના મુખ્ય વર્ણવી છે. તેથી હિંદની કરોડોની પ્રજા તેની ભક્તિ કરે છે અને ઘેરઘેર શિવલિંગની પૂજા થાય છે. શિવપુરાણ, મહાભારત તથા અઢાર પુરાણોમાં શંકરનાં ચરિત્રોનું વર્ણન છે. એ શંકર તેનાં પત્ની પાર્વતી સાથે કૈલાસમાં રહે છે અને કૈલાસની આસપાસ હિમાલયમાં ફરે છે. ઉંચા નીચા પ્રદેશમાં પાર્વતીને પોતાના હાથનો ટેકો આપી ચડાવે ઉતારે છે. પોતાની સ્ત્રીને ઉંચે નીચેથી તથા વાહનમાંથી ચડવા ઉતારવા વખતે હાથનો ટેકો પુરૂષોયે આપવો એ હાલમાં શિષ્ટતા ગણાય છે પણ પૂર્વકાળથી તે પ્રણાલિકા આર્યોમાં પણ ચાલી આવે છે. કાવ્યો પુરાણોમાં રાજાઓ કે બીજા પોતાની સ્ત્રીઓને વાહનમાંથી ઉતારતાં હાથનો ટેકો આપ્યાના દાખલા ઘણા પ્રાચીન ઇતિહાસમાં મળે છે.

## શ્લોક ૬૬ हेमाम्भोज

આ શ્લોકમાં માનસરોવરનો ઉલ્લેખ છે. તે કૈલાસ પર્વતની નજીક છે. કૈલાસ માનસરોવરની જાત્રાયે યાત્રાળુઓ જાય છે. પુરાણોમાં વર્ણન છે કે દેવતાઓની સ્ત્રિઓ તથા બીજી દેવીઓ માનસરોવરમાં નહાવા હમેશાં આવે છે. ત્યાં સોનાના રંગનાં કમળ અને હંસો રહે છે, પણ જાત્રાળુઓ એવુ કાંઇ દેખતા નથી. ગંધમાદન પર્વત સુધી પાંડવો ગયા હતા તેની ઉપર કુબેરની અલકાપુરી છે એટલે કૈલાસ ગંધમાદન અલકાપુરી માનસરોવર એ બધાં નજીક નજીક છે. હાલમાં કૈલાસ માનસરોવર કહેવામાં આવે છે તે એ જ છે કે બીજાં હશે આવી શંકા થાય છે.

મહાભારતમાં લખ્યું છે કે કૈલાસ પર્વત કોઇથી કંપાવી ન શકાય એવો, યક્ષો વિદ્યાધરો, ગંધર્વો જેની તળેટીમાં રહે છે, હમેશાં ફળ ફુલોથી શોભતો અને નેત્રને આનંદ આપનારો છે તેને રાવણે કંપાવ્યો હતો. તેમ સોનાનાં કમળવાળું માનસરોવર પણ રાવણે ડોળી નાખ્યું હતું. આ માનસરોવર બ્રહ્માયે મનમાં નિશ્ચય કરીને બાંધ્યું હતું તેથી તે માનસ–સરોવર કહેવાણું તે સરમાંથી નિકળેલી નદી સરયૂ કહેવાણી જે અયોધ્યાને પાદર વહે છે.

## શ્લોક ૭૧ यस्यां यक्षाः

અલકાપુરીમાં રહેલા કલ્પવૃક્ષોનો આંહી ઉલ્લેખ છે આ વૃક્ષ સમુદ્ર મંથન કરતાં નિકળ્યું હતું તે સ્વર્ગમાં અને અલકાપુરીમાં છે. આ વૃક્ષો કલ્પાંત સુધી નાશ પામતાં નથી. આની પાંસે જઇને જે વસ્તુની ઇચ્છા કરે તે મળે છે આ વૃક્ષ સ્વર્ગમાં ઇંદ્રના નંદનવનમાં છે આનાં પારિજાત મંદાર વગેરે નામ છે.

આને લગતી એક રસિક કથા શ્રીકૃષ્ણના જીવન પ્રસંગમાં બની છે. હરિવંશ એ મહાભારતનો એક ભાગ છે તેમાં શ્રીકૃષ્ણનું જીવનચરિત્ર બહુ સુંદર વર્ણવ્યું છે. આ ગ્રન્થના ૨ જા વિષ્ણુપર્વના ૬૪ થી ૭૬ સુધીના ૧૩ અધ્યાયમાં આ કલ્પવૃક્ષને સ્વર્ગમાંથી દ્વારકામાં શ્રીકૃષ્ણ લઇ આવ્યા તેને લગતી કથા છે. તેનો ટુંકો સાર નીચે પ્રમાણે છે.

દ્વારકા ગિરનારની તળેટીથી માંડી વેરાવળ દીવના દરિયા સુધીના વિસ્તારવાળી હતી ગિરનારને રૈવતક પર્વત પણ કહેતા. શ્રીકૃષ્ણના અનેક મહેલો ગિરનાર પર હતા ત્યાં તે ઘણું રહેતા, ઉત્સવ ઉજવતા મૃગયા કરતા. એકવાર શ્રીકૃષ્ણનાં મોટાં પટરાણી રૂક્મિણીજીયે ઉપવાસનાં પારણાની ઉજાણી કરી તે વખતે શ્રીકૃષ્ણની બીજી સ્ત્રીઓ બ્રાહ્મણો સગા સ્નેહી હજારો કુટુંબીઓ સાથે ગિરનાર ઉપર મોટો ઉત્સવ કર્યો. રૂક્મિણી અને શ્રીકૃષ્ણ બેઠાં હતાં ત્યાં નારદ આવ્યા શ્રીકૃષ્ણે તેની પૂજા કરી. નારદે કલ્પવૃક્ષનું ફુલ શ્રીકૃષ્ણને આપ્યું, શ્રીકૃષ્ણે રૂક્મિણીને દીધું તેણે તે પોતાના મસ્તકે ચડાવ્યું. નારદે કહ્યું હે રૂક્મિણી, "આ પુષ્પ તમારા વ્રતની ઉજવણીના શુકન રૂપે સ્વર્ગમાંથી લાવ્યો છું. આ એક વર્ષથી વધુ સમય સુધી કરમાતું નથી આનો પ્રભાવ એવો છે કે તમે જે સુગંધી વસ્તુની કે સુગંધી પુષ્પોની ઇચ્છા કરશો તે મળશે જે જે ઠંડા કે ગરમ પીવાના મરજી પડે તે રસ મળશે. સૌભાગ્ય વધશે. આ પુષ્પ હમેશાં પાંસે રાખવાથી ભુખ તરસ ગ્લાનિ કે વૃદ્ધાવસ્થા આવતી નથી. વિવિધ પ્રકારનાં સંગીતના સ્વરો સાંભળવાની ઇચ્છા થાશે ત્યારે સાંભળી

શકશો. પોતાના કોઇપણ મનોરથ તમે પુરા કરી શકશો. એક વરસ પુરૂં થયે આ ફુલ તેના મૂળસ્થાને ચાલ્યુ જાશે. આ પુષ્પને માતા પાર્વતી તથા ઇંદ્રાણી, દેવમાતા, સાવિત્રી, લક્ષ્મી, દેવતાની સ્ત્રીઓ તથા દેવતાઓ હમેશાં ધારણ કરે છે. આ વાત ચાલતી હતી ત્યારે સત્યભામાની બાતમીદાર સ્ત્રીયે બધું સંભળી સત્યભામાને બધી પુષ્પની વાત કહી. સત્યભામા એ સાંભળી ખુબ રોસે ભરાઈ ધોળાં લુગડાં પેરી રીંસાવાના ઓરડામાં ગયાં. રૂક્મિણી પાંસે બેઠેલા શ્રીકૃષ્ણ આ વાત સમજી ગયા હતા. રૂક્મિણી નારદ વાતું કરતા હતા તેને જરા કામ છે હમણાં આવું છું એમ કહી નારદની સેવામાં પ્રદ્યુમ્નને રાખી ઉતાવળા સત્યભામાને મહેલે ગયા. તે વીશાળ મહેલ વિશ્વકર્માયે બાંધેલો હતો. શ્રીકૃષ્ણ બીતા બીતા છાનામાંના સત્યભામાની પાછળ જઈ ઉભા રહ્યા. સત્યભામાએ આભૂષણો ફેંકી દઇને ધોળાં લુગડાં પેરીને, પહેરેલી પુષ્પની માળા ચોળી નાખીને બે હાથ વચ્ચે મુખ રાખી વાંહો વાળી રોતાં નીસાસા નાખતાં બેઠાં હતાં. કલ્પવૃક્ષનું પુષ્પ હાથમાં લીધેલું તેથી શ્રીકૃષ્ણનું શરીર સુગંધમય થઇ ગયું હતું. સત્યભામાયે આવા ઉત્તમ સુગંધ ક્યાંથી આવે છે. એ માટે ચારેકોર જોતાં શ્રીકૃષ્ણને પાછળ દીઠા નારદે આપેલા ફુલની શ્રીકૃષ્ણ સાથે આવેલી સુગંધ છે એ જાણી વધુ પ્રચણ્ડકોપ થયો. આંખ્યોમાંથી આંસુની ધારા ચાલવા લાગી. શ્રીકૃષ્ણે બથમાં લઇ પોતાને હાથેથી આંસુવાળું મુખ લુઇ નાખી પોતે જાણતા હતા છતાં પુછવા લાગ્યા કહેવા લાગ્યા. હે સુભ્રુ શા માટે રૂવો છો ? ચંદ્રના સરખું તમારૂં મુખ રોશથી શા માટે ઘેરાઇ ગયું છે ? શા માટે કેસરી સોનેરી વસ્ત્રો ફેંકી દઈ આ વિધવાયે પેરવા લાયક ધોળાં લુગડાં પેરી બેઠાં છો ? આથી મને દુઃખ થાય છે. હું દરેક રીતે તમારે આધીન થઇ વરતું છું, તમારા જેટલું હેત મને બીજી સ્ત્રીયો ઉપર નથી છતા શું આદર્યું છે ? આમ ઘણું કહ્યું પણ રોતાં અટકયાં નહી એટલે પોતાના સોગન આપ્યા. એટલે સત્યભામાએ કહ્યું, હું માનતી હતી કે તમે મારાજ છો પણ તમે ઉપરથી ઢોંગ કરી મને ભોળાને ઠગો છો. મેં જાણ્યું કે તમે મારે મોઢે મીઠું મીઠું બોલો છો પણ તમારો સ્નેહ બીજી ઉપર છે. મને રજા આપો એટલે હું તપ કરવા ચાલતી થાઉ. મને અભિમાન હતું કે બધી સ્ત્રીયો કરતાં મારા પર તમારો વધુ સ્નેહ છે પણ હવે હું હાંસી પાત્ર ઠરી. નારદે આપેલું કલ્પવૃક્ષનું ફુલ તમે તમારી વહાલીને આપ્યું, હું યાદ ન આવી. એ તમારી વહાલીનાં નારદે વખાણ કર્યાં. તમે મને પ્રણય રસ આપી હવે સંતાપ આપો છો. મને સ્વપ્નામાં પણ નોતું તે મેં સાંભળ્યું. હવે માન વિના હું જીવવા ઇચ્છતી નથી. મેં શું પાપ કર્યાં હશે કે હું તમારી વહાલી હતી તે અપ્રિય થઈ ગઇ. જે સમુદ્રમાં તમારી સાથે ક્રીડા કરી છે તે સમુદ્રને હવે હું કયે મોઢે જોઇ શકું "તારા જેવી મને એકે સ્ત્રી વહાલી નથી" આવાં તમારાં વેણ ક્યાં ગયાં ? તમે કપટી ધુતારા છો એ મેં આજ જાણ્યું. આ રીતે સત્યભામાયે ઘણું કહ્યું. ત્યારે શ્રીકૃષ્ણ કહે હે પ્રાણેશ્વરી તમારો રોશ ઉતારો. હું તમારો જ છું એમ જાણો. કલ્પવૃક્ષનું પુષ્પ નારદે મને રાજી કરવા રૂક્મિણીને આપવા માટે મને દીધેલું, છતાં મારો આ એક અપરાધ માફ કરો. તમારે કલ્પવૃક્ષનાં ફુલની ઇચ્છા છે તો તેને બદલે સ્વર્ગમાંથી આખું કલ્પવૃક્ષ લઇ આવી તમારા આંગણામાં રોપીશ. આ સાંભળી સત્યભામા રાજીરાજી થઇ ગયાં.

પછી નહાઇ ધોઇ તૈયાર થઇ નારદજીને યાદ કર્યા તેઓ પણ નહાઇ કરી પરવારી તુરત આવ્યા. મુનિની પૂજા કરી દુધપાકનું ભોજન કરાવ્યું પછી પોતે જમ્યા સત્યભામાએ હાથ જોડી પ્રણામ કર્યા. નારદે આશીર્વાદ આપ્યા. પછી નારદે કહ્યું હે શ્રીકૃષ્ણ હવે હું રજા લઇ ઇંદ્ર લોકમાં જાઇશ. આજે ત્યાં મહાદેવનો મોટો ઉત્સવ છે. દેવ ગંધર્વો અપ્સરાઓ દર મહિને નાચ ગાન કરી શંકરનો ઉત્સવ ઉજવે છે અને શંકર અંતર્ધ્યાન રહી તે બધું જુવે છે. ઇંદ્રે મને આવવાનું આમંત્રણ આપ્યું છે. ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું હે મુનિ તમે મારા મોટાભાઇ ઇંદ્રને કહેજો કે તમારી વહુ સત્યભામાયે કલ્પવૃક્ષની પૂજાનો ઉત્સવ કરવા હઠ લીધો છે મેં તેને વચન આપ્યું છે કે કલ્પવૃક્ષ લાવી આપીશ તો તે વૃક્ષ કૃપા કરી મોકલો. તે થોડા વખતમાં સ્વર્ગમાં પાછું આપી જાશ. આટલી નાના ભાઇની પ્રાર્થના સ્વીકારવા સમજાવજો. આટલો મારો સંદેશો આપજો. પછી નારદ ઇંદ્ર પાસે ગયા અને શ્રીકૃષ્ણનો સંદેશો ઇંદ્રને પોંચાડયો. ઇંદ્રે તે સ્વીકાર્યું નહી. એ સમાચાર નારદે આવી શ્રીકૃષ્ણને કહ્યાં. શ્રીકૃષ્ણે ગરૂડનું સ્મરણ કરવાથી તુરત તે હાજર થયા. સાત્યકીની સાથે શ્રીકૃષ્ણ નંદનવનમાં જઇ કલ્પવૃક્ષની રક્ષા કરનારાને મારી વૃક્ષને ઉપાડી ગરૂડપર નાખી અમરાવતીની પ્રદક્ષિણા કરી ચાલતા થયા. ત્યાં ઐરાવત પર બેઠેલા ઇંદ્ર ત્યાં આવ્યા. શ્રીકૃષ્ણે ઇંદ્રને પ્રણામ કરી કહ્યું હે મોટાભાઈ તમારી વહુ સત્યભામાને આપેલા વચન પ્રમાણે કલ્પવૃક્ષ લઇ જાઉ છું તેને થોડા વખતમાં તેને સ્થાને મુકી જાશ. ઇંદ્રે કહ્યું મારી સાથે યુદ્ધ કર્યા વિના તે લઇ જઇ શકશો નહી. શ્રીકૃષ્ણ ઇંદ્રના નાના ભાઇ હતા તેથી પ્રથમ પ્રહાર કરવા કહ્યું અને બન્ને વચ્ચે ભયંકર યુદ્ધ થયું. પાછળથી આકાશ ગામી રથમાં બેસી પ્રદ્યુમ્ન પણ શ્રીકૃષ્ણ પાછળ ગયા. ઇંદ્રને કૃષ્ણનું, ઇંદ્રના પુત્ર જયંત ને પ્રદ્યુમ્નનું અને સ્વર્ગમાં રહેતા પ્રવર નામના પરશુરામના શિષ્ય બ્રાહ્મણ સાથે સાત્યકીનું યુદ્ધ થયું. ત્રણેનાં ભયંકર યુદ્ધ ચાલ્યાં. ત્યાં શંકર આવ્યા શ્રીકૃષ્ણે અનન્ય ભાવની સ્તુતિ કરી. ભયંકર યુદ્ધથી ત્રણે લોક ખળભળવા લાગ્યા ત્યારે બ્રહ્માયે કશ્યપને મોકલ્યા. બન્નેયે પ્રણામ કર્યા. કશ્યપની આજ્ઞાથી યુદ્ધ બંધ થયું. અને શ્રીકૃષ્ણ કલ્પવૃક્ષ દ્વારકામાં લાવ્યા. ત્યારે ગામમાં મોટી શોભા અને ઉત્સવ થયો. સત્યભામાના મહેલ પાંસે તે રોપ્યું યાદ કરવાથી નારદ ત્યાં આવ્યા તેણે સત્યભામા પાંસે કલ્પવૃક્ષની પૂજા કરાવી બ્રાહ્મણોને જમાડયા અનેક દાન દીધાં. આ વૃક્ષ એક વરસ સુધી દ્વારકામાં રાખી શ્રીકૃષ્ણ કલ્પવૃક્ષને સ્વર્ગમાં પાછું લઇ જઇ નંદનવનમાં રોપ્યું. ઇંદ્ર મોટા અને ઉપેંદ્ર (વિષ્ણુ) નહાના હતા બન્ને અદિતિ અને કશ્યપના પુત્ર હતા. શ્રીકૃષ્ણ પૂર્વજન્મે વિષ્ણુ હતા તેથી ઇંદ્રને મોટાભાઇ કહેતા. માતા અદિતિ, પિતા કશ્યપ, મોટાભાઇ ઇંદ્ર બધાને પ્રણામ કરી રજા લઇ શ્રીકૃષ્ણ દ્વારકામાં પાછા આવ્યા. કલ્પવૃક્ષની કથાનો આ બહુ જ ટુંકો સાર છે.

## श्लोक ७९ यत्र स्त्रीणां

આ શ્લોકમાં ચંદ્રકાંત મણિ જાળીમાં જડેલ હોવાથી ચંદ્રનાં કિરણો તેના પર પડતાં પાણીની ધારાઓ ચાલી રહી છે એમ જણાવે છે. ભારતખંડના પ્રાચીન સાહિત્યમાં અને આયુર્વેદમાં તેનો ઉલ્લેખ ઘણે ઠેકાણે મળે છે. રાત્રે ચંદ્રનાં કિરણો આ પત્થર ઉપર પડે તો તેમાંથી પાણી ટપકે છે. આને ઇંગ્રેજીમાં મુનસ્ટોન કહે છે. મધ્ય હિંદના ઇંદોર નજીક મહુ પાંસેના મહુથી બે ગાઉ છેટે **પાતાળ પાણી** નામનું ગામ છે. ત્યાં ૨૦ થી ૨૫ હાથ

ઉંચેથી એક ધોધ પડે છે તે નર્મદામાં ભળે છે. આંહીથી ૧૩ ગાઉ છેટે નર્મદા છે. આ પાતાળ પાણીના પ્રવાહમાં શ્રીફળના આકારના પાણા થાય છે. તેને તોડવાથી વચમાંથી ઇંડા આકારના છીપના જેવા રંગનો પત્થર નિકળે છે. આને ચંદ્રમણિ કે ચંદ્રકાંત અને ઇંગ્રેજીમાં મુનસ્ટોન કહે છે.

ચંદ્રકાંતની પિષ્ટિ પિત્ત ખોટી ગરમી રક્તસ્રાવ પ્રદર મગજની નબળાઇ ગાંડપણ ઉન્માદને મટાડે છે. આ ધારણ કરવાથી બધા ગ્રહોની પીડા ભૂત પ્રેત જેવાં સત્વોનો વળગાડ ભૂત બાધા મટે છે. અકીકની ખરલમાં આને ગુલાબ જળમાં ૨૧ દિવસ ઘુંટયા કરવાથી ઉત્તમ પિષ્ટી થાય છે. આનો મોટો જથો હિમાલયના કેદાર માનસરોવરમાં નીકળે છે

## श्लोक ८३ वापी चास्मिन्

## श्लोक ८४ तस्यास्तीरे

યક્ષના ઘરના વર્ણનમાં તેના બગીચામાં વાપીનું વર્ણન છે. મલ્લિનાથ અને બધા પ્રાચીન તથા અર્વાચીન ટીકાકારો ભાષાંતરકારોયે આ વાપીને પગથીયાંવાળો કુવો કે વાવ કહી છે. કુવાને પગથીયાં હોતાં નથી વાવને તેમાં ઉતરવાનાં પગથીયાં હોય છે. વાવ બહુ તો ૨૦–૨૫ હાથના ઘેરાવામાં હોય છે. ઉંડાણ ૧૦ થી ૨૦ હાથ કે તેથી વધુ ઓછું દેશભેદ પ્રમાણે હોય છે. આવી વાવ કે કુવો કહીને ટીકાકારોએ આ પ્રસંગને નીરસ બનાવી દીધો છે. અને પોતાનું અજ્ઞાન દેખાડયું છે. આંહી કવિ વાપી શબ્દથી તળાવડી કહે છે. કવિના વર્ણન પ્રમાણે તેમાં સુવર્ણ રંગના ફુલવાળાં સેંકડો કમળ ખીલેલાં છે. તેના જળમાં સંખ્યાબંધ હંસો ક્રીડા કરે છે અને નિવાસ કરી રહે છે. કુવાને હૈયારખી કે પાળ બાંધેલી કહેવાય છે ત્યારે નદી અને તળાવના કાંઠાને તીર શબ્દથી ઓળખાય છે આ વાપીને તીરે ઇંદ્ર નીલ પર્વત બનાવ્યો છે તે એવડો મોટો છે કે તેના પર મેઘ બેસી શકે એમ છે. વળી આને તીરે ઉતરવા ચારેકોર મરકત મણિનાં પગથિયાં બાંધ્યાં છે અને ઠેકઠેકાણે જાવા આવવા માટે વૈદૂર્ય મણિનાં નાળાં બાંધ્યાં છે. જેનાં પાણી નીચે તથા આજુબાજુ ખીલેલા કમળ શોભે છે. વળી કવિ લખે છે કે જે વાપીના જળમાં રહેતાં–વસતાં હંસો માનસરોવરમાં જાવા ઇચ્છતાં નથી. દશ વીશ હાથ ઉંડી કુવાના ઘાટની વાવને માટે આ શ્લોકોનું વર્ણન ઘટી શકતું નથી. શું ૧૦–૨૦ હાથના ઉંડા ખાડા જેવા કુવામાં અસંખ્ય હંસો વસી શકે ? તેને માન સરોવર કરતાં વધુ પ્રિય માને ? અને એવી ઉંડી વાવમાં કમળો ખીલી શકે ખરાં ? આ બધું જોતાં આંહી વાપી એટલે નાનું કે મોટું તળાવ જ કવિયે કહેલ છે.

**मरकतशिलाबद्धसोपानमार्गा मरकतमणिभिः परितः सोपानैः बद्धाः मार्गा यस्यां सा । हैमैः सुवर्णसदृशरंगैः विकचकमलैः प्रफुल्लितकमलैः छन्ना व्याप्ता । पुनः स्निग्धवैडूर्यनालैः छन्ना, सरोवरिकायां इतस्ततो गमनागमनार्थं वैडूर्यमणिभिः बद्धाः नालाः पुलिकाः तैः छन्ना व्याप्ता, एतादृशी वापी सरोवरिका मम गृहोद्याने वर्तते। यस्याः तीरे पेशलैः इन्द्रनीलैः इन्द्रनीलमणिभिः रचितः शिखरो यस्यासौ क्रीडाशैलः विद्यते ।**

આ રીતની બન્ને શ્લોકની હકીકત જોતાં વાપી નામથી તળાવડીને કવિ સૂચવે છે એ સિદ્ધ થાય છે.

**जलाशयोत्सर्गतत्त्वं** આ પુસ્તકમાં **दीर्घिका, पुष्करिणी, तडागः, द्रोणः, वापी** વગેરે જળાશયોનાં લક્ષણો આપ્યાં છે. તેમાં **વાપી**નું લક્ષણ આપતાં જણાવે છે કે **चतुर्दिक्षु त्रिंशदधिकशतहस्ताऽन्यूनतायां षोडशसहस्रहस्तान्तराऽन्यूनत्वेन** વાપી એટલે ચારે દિશાયે ૧૩૦ હાથથી ઓછી નહિ એવી અને સોળ હજાર હાથથી વધુ લાંબી પોળી નહિ એવી જે બનાવવામાં આવે તે **વાપી** કે તળાવડી કહેવાય છે.

## श्लोक ८५ रक्ताशोक

આ શ્લોકમાં અશોક બકુલ વગેરે વૃક્ષો દોહદ-ગર્ભાધાનદશા વખતે પોતાની સ્ત્રીના ડાબા પગની પાટુની અને મદિરાનો કોગળો છાંટવાની ઇચ્છા કરે છે એમ તથા વૃક્ષોમાં જીવ, ઇચ્છા શક્તિ, સુખદુઃખ, હર્ષ શોકનું જ્ઞાન હોય છે. ખાદ્યપેયાદિ વસ્તુ અને સ્પર્શાદિથી તેને વિવિધ ભાવ ઉત્પન્ન થાય છે એમ આ શ્લોક કહે છે. અર્વાચીન વિજ્ઞાન, વૃક્ષો વનસ્પતિઓને સુખદુઃખનું જ્ઞાન થાય છે એવી શોધ કર્યાનો ગર્વ લ્યે છે. શ્રી જગદીશચંદ્ર બોઝ વિગેરે તેના અધ્વર્યુ છે. પરંતુ એ શોધ બે હજાર વર્ષ પહેલાં અસ્તિત્વ ધરાવતી હતી અને તે વખતના વિદ્વાનો આ હકીકત જાણતા હતા એ ભરતખંડનાં અનેક શાસ્ત્રો પુરાણો ઇતિહાસો વગેરે વાંચનારા જાણે છે.

દોહદ-ગર્ભાવસ્થા વખતે સ્ત્રીઓને અનેક ચીજ ખાવા પીવા પહેરવા ઓઢવાની વિવિધ પ્રકારની ચીજ વસ્તુની ઇચ્છા થાય છે; તેમ વૃક્ષોને પણ ગર્ભાવસ્થા વખતે જુદીજુદી જાતની ઇચ્છો થાય છે. તે મળે તો વૃક્ષો ઘણાં મોટા પ્રમાણમાં ફળફુલ આપે છે. શાસ્ત્રમાં લખ્યું છે કે પ્રિયંગુ (ઘઉંલો) સ્ત્રીઓના સ્પર્શની, બોલસરી સ્ત્રીના મોઢાના મદિરાનો કોગળો છાંટવાની, અશોક સ્ત્રીના ડાબા પગની પાટુ વાગવાની, તિલક વૃક્ષ સ્ત્રીઓએ મંદહાસ્ય સાથે સામે જોવાની, કુરબક આલિંગન આપવાની, કલ્પવૃક્ષ મશ્કરીનાં શૃંગારનાં વચનની, ચંપો સારૂં મંદ હસવાની, આંબો સ્ત્રીના મોઢાની ફુંક મારવાની, રૂદ્રાક્ષનું વૃક્ષ ગીત ગાવાની, કણેર સામે નાચવાની એમ જુદાંજુદાં વૃક્ષો ગર્ભાવસ્થા વખતે જુદીજુદી ઇચ્છા કરે છે અને તે આપવાથી તેતે વૃક્ષો પ્રસન્ન થઇ પુષ્કળ ફળફુલ આપે છે.

## श्लोक १०७ इत्याख्याते

આ શ્લોકમાં સીતાને રાવણ ઉપાડી ગયા પછી રામનો સંદેશો લઇ લંકામાં ગયેલા હનુમાનનું દ્રષ્ટાંત આપતાં કહે છે કે સીતાયે ઉચું મુખ કરી જેમ હનુમાનનો સંદેશો સાંભળ્યો હતો તેમ મારી સ્ત્રી તારો સંદેશો ઉંચું મુખ કરી સાંભળશે.

આ વાલ્મિકી રામાયણનો આ એક પ્રસંગ છે. આ ગ્રન્થ ૨૪,૦૦૦ ચોવીશ હજાર શ્લોકનો ઘણો રસિક સંસાર વ્યવહાર રાજકારણ વગેરે માટે બોધદાયક છે. આ ગ્રન્થનાં દુનિયાની દરેક ભાષામાં ભાષાંતર થયાં છે. આ ગ્રન્થ ઉપરથી ઘણી રામાયણો અને ઘણાં સંસ્કૃત કાવ્ય નાટકો રચાણાં છે. સાચી રામ કથા કે સાચો રામનો ઇતિહાસ વાલ્મિકી રામાયણમાં જ છે. ભરતખંડના ૩૫ કરોડ માણસો રામકથાથી જાણીતા હોય છે. હિંદના દરેક ગામમાં ગામ વચે રામનો ચોરો હોય છે, તેમાં રામ લક્ષ્મણ સીતાની મૂર્તિની પૂજા થાય છે. આખા ગામને તે વિસામાનું, ગામના આગેવાનોને ભેળા થવાનું તથા બહારના

तस्माद् गच्छेरनुकनखलं शैलराजावतीर्णा
जन्होः कन्यां सगरतनयस्वर्गसोपानपंक्तिम् ॥
गौरीवक्त्रभ्रुकुटिरचनां या विहस्येव फेनैः
शंभोः केशग्रहणमकरोदिन्दुलग्नोर्मिहस्ता ॥५४॥

इदानीं कुरुक्षेत्राद्प्यधिकं पवित्रं तीर्थं वर्णयन्नाह । तस्मादिति ।

हे मेघ, त्वं तस्मात् कुरुक्षेत्रात् अनुकनखलं कनखलतीर्थं अनु लक्ष्यी कृत्य तस्य समीपं, शैलराजावतीर्णां शैलराजः हिमवान् तत्र अवतीर्णां आगतां स्वर्गात् पतितां । पुनः सगरतनयानां सगरपुत्राणां स्वर्गगमने सोपानानां पंक्तिरूपां निःश्रेणीमिव निसरणीति लोके प्रतादृशीं जह्नोः जह्नुनामकराज्ञः कन्यां जाह्नवीं गच्छेः गच्छ । या जाह्नवी गौरीवक्त्रभ्रुकुटिरचनां गौर्याः मुखे सापत्न्य भावात् या भ्रुकुट्याः रचना भ्रूभंगः तां फेनैः डिंडिरपटलैः विहस्य इव अविगणय्य परितर्क्य इन्दुलग्नोर्मिहस्ता सती शिवस्य जटाजूटस्थिते इन्दौ चंद्रमसि लग्ना मिलिता या ऊर्मयः कल्लोला एव हस्ता यस्याः सा शंभोः केशग्रहणं अकरोत् ॥५४॥

गंगा कनखले पुण्या कुरुक्षेत्रे सरस्वती ॥
ग्रामे वा यदि वारण्ये पुण्या सर्वत्र नर्मदा ॥१॥

---

ત્યાંથી જાજે કનખળ પછી જાન્હવી ઊતર્યાં જ્યાં
હીમાદ્રીથી સગર તનુજોની સિડી સ્વર્ગની જે ॥
ગૌરી રોશે ભ્રુકુટિ નિરખી ફીણથી જે હસીને
ઝાલ્યા કેશો શશિ અડકતી ઉર્મિરૂપી કરોથી ॥૫૪॥

હે મેઘ, તું એ કુરૂક્ષેત્રને વળોટી આગળ ચાલીશ એટલે કનખલ તીર્થ આવશે, તેને કાંઠે ગંગા નદી વહે છે. આકાશમાંથી હિમાચાલ પર્વત પર ઉતરેલાં, સગર રાજાના દિકરાઓને સ્વર્ગમાં લઇ જવાની નીસરણી સરખાં ગંગા, શોકયના રોશને લીધે પાર્વતીએ ચડાવેલી મુખની ભમરને ફીણથી જાણે કેમ હસતાં હોય તેમ શંકરના મસ્તકમાં જટામાં રહેલા ચંદ્રને અડતા લોઢરૂપી હાથો વડે શંકરની જટાના વાળ ગંગા પકડે છે. ॥૫૪॥

तस्याः पातुं सुरगज इव व्योम्नि पूर्वार्धलम्बी
त्वं चेदच्छस्फटिकविशदं तर्कयेस्तिर्यगम्भः ॥
संसर्पन्त्या सपदि भवतः स्रोतसि च्छायया सा
स्यादस्थानोपगतयमुनासंगमेनाभिरामा ॥५५॥

हे मेघ, तिर्यक् तिरश्चिनः यथा स्यात् तथा भूत्वा, तस्याः व्योम्नि आकाशे आकाशगंगायाः जलं पातुमुद्यतः पूर्वार्धलम्बी पूर्वकायेन शुंडाग्रार्धशरीरेण लंबायमानः सुरगजः दिग्गजः इव, गंगायाः अच्छस्फटिकविशदं स्वच्छः निर्मलः स्फटिकोपलः तद्वन्निर्मल अंभः जलं पातुं इव त्वं तर्कयेः विचारयेश्चेत् तदा सपदि त्वरया वेगेन स्रोतसि प्रवाहे संसर्पन्त्या प्रसरन्त्या भवतः छायया सा गंगा अस्थानोपगतयमुनासंगमेन अस्थानात् प्रयागाद्यन्यस्थानात् उपगतः इह कनखले आगतः प्राप्तः यमुनायाः संगमस्तेन गंगायमुनयोः समागमस्तेन इव अभिरामा मनोहरा स्यात् भविष्यति तव कृष्णच्छायया श्वेतगंगायां जातः कृष्णयमुनायाः संगमः इव गंगा मनोहरं रूपं धारयिष्यति ॥५५॥

---

તેનું પીવા જળ સુરગજે જેમ મોઢું નમાવી
ત્રાંસો થૈને સ્ફટિક સરખા પાણિને ઇચ્છશે તો ॥
તારી છાયા પ્રસરતિ થકી વેનમાં રમ્ય દીસે
ત્યાંથી આવી મિલન યમુનાનું થયું આંહિં જાણે ॥૫૫॥

હે મેઘ, આકાશમાં સુંઢવાળું આગલું શરીર નમાવીને આકાશ ગંગાનું પાણી પીતા દિગ્ગજની પેઠે તું ત્રાંસો થઇને કનખલ કાંઠે વહેતાં ગંગાનું સ્ફટિકમણિ જેવું નિર્મળ પાણી પીવા ઇચ્છીશ તો ત્યારે, ઉતાવળા વેગથી વહેતાં ગંગામાં પડતી તારી છાયાવડે પ્રયાગ વગેરે ઠેકાણે થતો ગંગા યમુનાનો સંગમ જાણે કેમ આ કનખલને કાંઠે થયો હોય એવી સુંદર ગંગા ત્યારે દેખાશે. ॥૫૫॥

आसीनानां सुरभितशिलं नाभिगन्धैर्मृगाणां
तस्या एव प्रभवमचलं प्राप्य गौरं तुषारैः ॥
वक्ष्यस्यध्वश्रमविनयने तस्य शृंगे निषण्णः
शोभां शुभ्रत्रिनयनवृषोत्खातपंकोपमेयाम् ॥५६॥

इदानीं हिमाचलतीर्थप्राप्तिमाह । आसीनेति ।

हे मेघ, आसीनानां उपविष्टानां मृगाणां कस्तूरीमृगाणां नाभिगंधैः नाभिस्थितकस्तूरीगन्धैः परिमलैः सुरभितशिलं सुरभिताः वासिताः शिलाः दृषदः यस्य तं, तस्याः गंगायाः एव निश्चितं प्रभवं उत्पत्तिस्थानं, तुषारैः हिमजलकणवर्षैः गौरं शुभ्रं अचलं हिमाचलं प्राप्य आसाद्य अध्वश्रमविनयने मार्गपरिश्रमस्य विनयनं अपनोदनं विशेषेण संपूर्णतया नयनं निवृत्तिः येन सः तस्मिन् एतादृशे तस्य हिमाचलस्य शृंगे तत्र निषण्णः उपविष्टः सन् शुभ्रत्रिनयनवृषोत्खातपंकोपमेयां शुभ्रः श्वेतः त्रिनयनस्य शिवस्य यो वृषः वृषभः तेन उत्खातः उत्पाटितः पंकः कर्दमः तेन सह उपमेयां उपमानयोग्यां विशेषप्रकारां शोभां वक्ष्यसि लप्स्यसे ॥५६॥

---

કસ્તૂરીના સુરભિ પથરાળો મૃગો બેસવાથી
ગોરો બર્ફે જઈ હિમગિરી જન્મ ગંગા તણો જે ॥
બેસી તેના શિખર પર તૂં માર્ગનો થાક ખાવા
સારો શોભીશ શિવ વૃષભે જેમ ગારો ઉછાળ્યો ॥૫૬॥

હે મેઘ, બેઠેલા કસ્તૂરી મૃગોની ડુંટીમાં રહેલી કસ્તૂરીની સુગંધથી સુવાસિત થયેલ છે શિલાઓ પથરા જેના એવો, વરસતા બરફના વરસાદથી ગૌર સફેદ રંગનો દેખાતો એવો જે એ ગંગાના ઉત્પત્તિસ્થાનરૂપ જે હીમાચળ પર્વત ત્યાં પહોંચીને માર્ગનો થાક ખાવા તેની ટેકરી ઉપર બેસીશ ત્યારે શંકરના ધોળા પોઠીયા નદીયેં શીંગડાથી ઉછાળેલા ગારાના જેવી શોભા તું ધારણ કરીશ ॥૫૬॥

तं चेद्वायौ वहति सरलस्कंन्धसंघट्टजन्मा
बाधेतोल्क्राक्षपितचमरीवालभारो द्वाग्निः ॥
अर्हस्येनं शमयितुमलं वारिधारासहस्रै-
रापन्नार्तिप्रशमनफलाः संपदो ह्युत्तमानां ॥५७॥

हे मेघ, वायौ वहति वेगेन वाति सति, सरलस्कन्धसंघट्टजन्मा सरलाः देवदारुवृक्षाः तेषां स्कंधाः पुष्टशाखाः तासां संघट्टाः परस्परं घर्षणानि तैः जन्म उत्पत्तियस्य सः । पुनः उल्काक्षपितचमरीवालभारः उल्काभिः उंबाडियां इति लोके प्रसिद्धैः ज्वलद्भिः शाखाप्रशाखाखंडैः क्षपितः भस्मीकृतः चमरीणां वाल-भारः पुच्छभारः येन सः । एताद्दशः द्वाग्निः दावानलोग्निः हिमाचलं बाधेत पीडयेत् चेत् एनं दावानलं वारिधारासहस्रैः सहस्रशः जलधाराभिः अलं संपूर्ण-तया शमयितुं अर्हसि योग्योसि । हि यस्मात् उत्तमानां संपदः सर्वप्रकाराः शक्तयः आपन्नार्तिप्रशमनफलाः आपन्नानां आश्रितानां आर्तिः पीडा तस्याः प्रशमनं स्फेटनं निवारणं तदेव फलं यासां ताः सन्ति भवन्ति ॥५७॥

पिबन्ति नद्यः स्वयमेव नाम्भः स्वादूनि खादन्ति फलानि वृक्षाः ॥
पयोमुचां किं क्वचिदस्ति सस्यं परोपकाराय सतां समृद्धिः ॥१॥

---

વાયૂ વાયે સરલ તરૂનાં ઘર્ષણોથી થયેલો
તે દાવાગ્નિ ચમર પશુના વાળના ભાર બાળે ॥
તો તું એનું શમન કરજે સેંકડો વર્ષિ ધારા
દુઃખીઓને સુખજનક છે સંપદો સજ્જનોની ॥૫૭॥

હે મેઘ પવન જોરથી વાવાને લીધે દેવદારની જાડી ડાળ્યું એક બીજી સામસામી ઘસાવાથી ઉત્પન્ન થયેલો ઉંબાડીયાંથી, ચમરી ગાયના વાળના ભારને બાળતો દાવાગ્નિ —લાગેલો દવ એ હિમાલયને કષ્ટ આપે ત્યારે વરસાદની હજારો ધારાઓ વરસાવી એ દવને પુરેપુરો ઠારી નાખજે. ઉત્તમ મનુષ્યોની સમૃદ્ધિઓ શક્તિઓ શરણે આવેલાનાં—સમાગમમાં આવેલાનાં કષ્ટને મટાડે છે ॥૫૭॥

ये संरम्भोत्पतनरभसाः स्वांगभंगाय तस्मिन्
मुक्ताध्वानं सपदि शरभा लंघयेयुर्भवन्तं ॥
तान् कुर्वीथास्तुमुलकरकावृष्टिहासावकीर्णान्
केषां न स्युः परिभवपदं निष्फलारम्भयत्नाः ॥५८॥

इदानीं शरभोपहासकथनव्याजेन हिमाचले निरुपद्रवविहारं कथयन्नाह। ये संरंभेति।

हे मेघ, तस्मिन् हिमाचले संरंभोत्पतनरभसाः संरंभेण संभ्रमेण तव गर्जनया जातव्याकुळतया त्वामुल्लंघ्याऽग्रे गमनेच्छया यत् उत्पतनं उल्लंघनं तस्मिन् लसत् यत् रभंसः त्वरा औत्सुक्यं येषां ते। शरभाः ये लोके रोझ बहुवचने रोझडां इति संज्ञका महामृगभेदाः स्वांगभंगाय निजदेहास्थिखण्डनाय, मुक्ताध्वानं मुक्तं कृतं आध्वानं आसमन्तात् मुहुः ध्वानं गर्जितं येन तं भवन्तं सपदि तत्क्षणं समकालमेव लंघयेयुः तवोल्लंघनप्रयत्नं कुर्युः तर्हि तान् शरभान् तुमुल-करकावृष्टिहासावकीर्णान् तुमुला विपुला या करकाणां करा इति लोके तेषां वृष्टिः तद्रूपं यत् हासं उपहसनं उपहास्य-हांसीपूर्वकं अवकीर्णान् व्याप्तान् विह्वलान् व्याकुळान् कुर्वीथाः कुरुष्व। केषां पुरुषाणां निष्फलारंभयत्नाः फलरहिताः आरंभाः तेषु ये यत्नाः प्रवृत्तयः फलहीनकार्यारंभप्रयत्नाः परिभवपदं पराजयरूपाः न स्युः अपि तु तादृशाः फलरहितकर्मणामारंभाः तेषु आरंभेषु च यत्नाः पराभवाय उपहास्याय एव सन्ति भवन्ति ॥५८॥

---

રોઝો કૂદી બળજબરિથી અંગના ભંગ માટે
ઓળંગે જો જલદી તમને ગર્જના પાડતાને ॥
તેને માથે વરસિજ કરા હાંસિ પાત્રો બનાવો
યત્નો કોના ફળરહિતના ના થશે હાંસિ પાત્ર ॥૫૮॥

હવે રોઝડાંની મશ્કરી કરવાને બાને હિમાલયમાં આનંદના બિહારને વર્ણવતા કહે છે.

હે મેઘ, એ હિમાચલ પર્વતમાં તારી ગર્જના સાંભળીને એ ગડગડાટથી થયેલા સંભ્રમ વિહ્વળતાને લઇ આતુરતાથી પોતાનાં હાડકાં ઢીઢાં ભાંગવા માટે જ કુદતાં એવાં રોઝડાં તુને વળોટીને ભાગવા માંડે ત્યારે તું એના પર હાંસી-મશ્કરી સાથે ધાટો કરાનો વરસાદ વરસાવી તેને ઢાંકી દેજે અને એ રીતે રોઝને ભાગતાં અટકાવી દેજે. તેથી કુદી છેટે નીકળી જવાના પ્રયત્ન કરતાં તેનાં હાડકાં ભાંગી જવાનો સંભવ હશે તે પણ મટી જાશે અર્થાત્ રોઝડાં કરાની ભયંકર વૃષ્ટિથી ઢંકાઇ જતાં વધુ ભાગી શકશે નહી અને તારી મોર નીકળી શકશે નહી એ પ્રમાણે ઢીંઢાં ભાંગી જવાના ભયમાંથી બચી જાશે અને એ રીતે નિષ્ફળ પ્રયત્ન કરતા જતાં તારી હાંસીને પાત્ર બનશે નકામાં લાભ વિનાનાં [illegible] કરવાના આરંભ કરનારા [illegible] કયા માણસોનો પરાભવ નથી થાતા? કોણ હાંસીને પાત્ર નથી બનતાં? ॥૫૮॥

तुमुलकरकावृष्टिपातावकीर्णान् अयं पाठो न युज्यते । करकाणां वृष्टिरेव पातो भवति पुनः पातशब्दस्य नात्र प्रयोजनं अतः हासः उपहसनं मश्करी इति लोके पाठोयं युक्तः। अयं प्रसंगः उपहास्यरूप एवास्ति तेन पात पाठात् हास पाठ एव युक्तो मनोहरश्च ।

"मुक्ताध्वानं मुक्तः त्यक्तः अध्वा शरभोत्प्लवनमार्गो येन तं भवतोऽतिदूरत्वात् स्वांगभंगातिरिक्तं फलं नास्ति लंघनस्येति तान् शरभान् तुमुलकरकावृष्टिपातावकीर्णान् अवकीर्णान् विक्षिप्तान् कुरुष्व"

श्रीमल्लिनाथस्य इदं विधानं अयमर्थो न युक्तः। यदि मेघः मुक्ताध्वानं इत्थं शरभोत्प्लवनमार्गं त्यजेत् तदा शरभोपरि करकावृष्टिकरणं न संभवति। पुनश्च मेघः अतिदूरश्चेत् करकावृष्टिपातस्य सर्वथा असंभवः। यदि मेघः अतिदूरश्चेत् पुनः शरभमार्गं त्यजेत् अन्यमार्गं गृह्णीयात् चेत् शरभोपरि करकावृष्टेः संभवस्तु दूरे उत वृष्टेः प्रयोजनमपि नैव । यदि मेघः दूरेऽस्ति शब्दमपि न करोति तदा शरभाणां वेगपूर्वकं उत्पतनमपि न संगच्छति तेन स्वांगभंगकारणमपि दूरीभवति अतः टीकाकारस्य मुक्ताध्वानं त्यक्तमार्गं अयमर्थोऽत्र न युक्तः परं

मुक्तः कृतः आसमंतात् मुहुर्मुहुः ध्वानं गर्जितं येन तं। इदमत्र युक्तं शरभोपरिगर्जितमेघस्य गर्जितेनैव स्वोपरि विद्यमानस्य मेघस्य कडकडाट शब्देनैव वृष्टेः विद्युतश्च पतनभयेन शरभाः भयाकुलाः मेघाद् दूरं निर्गमनाय सगर्वा वा भूत्वा उत्पतनोद्यताः भवन्ति उत्पतनेन अंगभंगकारणमपि संभवति । मेघः उत्पतनात्पूर्वमेव करावृष्ट्या तानवकीर्णान् कृत्वा उत्पतनाशक्तान् करोति तेन अंगभंगकारणमपि दूरीभवति अनेनार्थेन उपहास्यकरणप्रसंगोऽपि समीचीनं रूपमादधाति ॥५८॥

---

પાઠભેદનો ખુલાસો—આ શ્લોકમાં मुक्ताध्वानं 'છોડેલ છે માર્ગ જેણે' આ રીતનો અર્થ મેઘ માટે શ્રી મલ્લિનાથે અને બધા ટીકાકારોએ કર્યો છે તે બરાબર નથી. જો મેઘે માર્ગ છોડયો હોય કે છોડે તો રોઝ ઉપર કરાનો વરસાદ કઇ રીતે કરી શકે ? આહી રોઝ ઉપર મોટી કરાની વૃષ્ટિ કરી રોઝને ભાગતાં અટકાવવાં છે અને એ રીતે રોઝને હાડકાં ભાંગવાના ભયમાંથી બચાવવાં પણ છે અને ભાગવાનો ઉત્સાહ તોડી નાખવો છે. માટે मुक्ताध्वानंનો અર્થ "કરેલ છે ગર્જના જેણે" આવું મેઘનું વિશેષણ આંહી ઘટે છે. મેઘ ગર્જના કરે ત્યારે જ બીકનાં માર્યાં રોઝ ભાગવાની તૈયારી કરે. મેઘ છેટે હોય, મુંગો રહે અને માર્ગ બદલે તો રોઝને ભાગવાનું કારણ ન હોય.

तुमुलकरकावृष्टिपातावकीर्णान् આંહિ वृष्टिपातावकीर्णान् એવો પાઠ આજ સુધી છપાયેલી પ્રતોમાં છે, ત્યારે અમારી પાસેના હસ્તલિખિત પુસ્તકમાં वृष्टिहासाव कीर्णान् પાઠ છે અને તેની ટીકામાં પણ हास એ પાઠ સ્વીકારી તેનો અર્થ उपहसनं મશ્કરી હાંસી એવો કર્યો છે તે જ બરાબર છે. મોટી કરાની वृष्टि શબ્દ પછી पात શબ્દની કાંઇ જરૂરી નથી वृष्टि શબ્દમાં જ કરાનું પડવું એ અર્થ આવી જાય છે પછી वृष्टिपात વૃષ્ટિના પતનથી એવો અર્થ ઘટતો નથી. કરાની વૃષ્ટિથી ઢંકાઇ ગયેલા એ અર્થ જ બરાબર છે. કરાની વૃષ્ટિના પાતથી ઢંકાઇ ગયેલા એવો અર્થ ઘટતો નથી.

तत्र व्यक्तं दृशदि चरणन्यासमर्धेन्दुमौलेः
शश्वत्सिद्धैरुपहितबलिं भक्तिनम्रः परीयाः ॥
यस्मिन्दृष्टे करणविगमादूर्ध्वमुद्धूतपापाः
संकल्पन्ते स्थिरगणपदप्राप्तये श्रद्दधानाः ॥५९॥

इदानीं हिमाचले विशेषं कल्याणोपार्जनं कथयन्नाह। तत्रेति।

हे मेघ, तत्र हिमाचले अर्धेन्दुमौलेः अर्धश्चासौ इन्दुश्च अर्धेन्दुः सः मौलौ मुकुटे जटायां वा यस्य-तस्य श्री शंभोः चरणन्यासं पादविन्यासं पादांकं शश्वत् सततं सिद्धैः उपहितबलिं उपहितः संपादितः कृतः बलिः नैवेद्यादि पूजा यस्य तम् दृषदि शिलायां व्यक्तं स्पष्टतया प्रकटं अवलोकयन् तद्दृष्ट्वा त्वं भक्तिनम्रः भक्त्या प्रह्वः सन् परीयाः प्रदक्षिणीकुर्याः।

यस्मिन् चरणन्यासे पदांके दृष्टे सति श्रद्धानाः मनुष्याः उद्धूतपापाः गतकल्मषाः भवंति। पुनः करणविगमात् ऊर्ध्वं करणानां इन्द्रियाणां विगमः विरामः जीवनिर्गमनानन्तरं स्थिरगणपदप्राप्तये स्थिरं अविनश्वरं गणानां शिवगणानां भक्तगणानां यत्पदं स्थानं परब्रह्मरूपं तस्य प्राप्तये संकल्पन्ते समर्थाः भवन्ति ॥५९॥

---

આહી મેઘને રોઝ સાથે મશકરી કરતો કલ્પે છે હાસ્યથી-હાંસીથી મોટી કરાની વૃષ્ટિથી ઢાંકી દીધેલાં એવાં રોઝને કહે છે.

અર્થાત હાંસીથી જબરી કરાની વૃષ્ટિ કરી રોઝને ઢાંકી દેજે કે તે આમ કે તેમ ભાગી શકે નહી. આમ કહેવાનો ભાવાર્થ છે એટલે વૃષ્ટિપાતા પાઠ બરાબર નથી પણ વૃષ્ટિહાસા આ ૩૦૦ વર્ષ જુની પ્રતનો પાઠ બરાબર છે. ॥૫૮॥

ત્યાં શંભૂનાં ચરણ પગલાં સ્પષ્ટ કોઈ શિલામાં
પૂજે સિદ્ધો સરળ હૃદયે ભક્તિથી પૂજજે તું ॥
જે એયેથી મરણ પછિથી પાપ ધોવાઈ જેનાં
પામે છે તે સ્થિર ગણતણાં સ્થાનને ભક્તિવાળા ॥૫૯॥

હવે હિમાચળમાં વધુ કલ્યાણ મેળવવાનું કહે છે.

હે મેઘ તે હિમાલયમાં ચંદ્ર શેખર ભગવાન શંકરના પગલાં શિલાઓ ઉપર ચોખ્ખાં દેખાય છે. વિમાનમાં ફરતા યાત્રા માટે આવતા સિદ્ધ પુરૂષો તે પગલાંની પૂજા કરે છે. એ પગલાંનાં દર્શન કરીને તું પ્રદક્ષિણા કરજે.

જે પગલાંનાં દર્શન કરવાથી શ્રદ્ધાળુ મનુષ્યો પાપ વિનાનાં બની જાય છે અને મરણ પછી અવિનાશી પરબ્રહ્મ એવા શિવના સ્થાનને પામે છે ॥૫૯॥

शब्दायन्ते मधुरमनिलैः कीचकाः पूर्यमाणाः
संरक्ताभिस्त्रिपुरविजयो गीयते किन्नरीभिः ॥
निर्ह्रादी ते मुरज इव चेत् कन्दरेषु ध्वनिः स्यात्
संगीतार्थो ननु पशुपतेस्तत्र भावी समग्रः ॥६०॥

इदानीं पदांकस्थाने शिवपरितोषकारणमुपदिशन्नाह। शब्दायन्ते इति।

हे मेघ, अनिलैः पवनैः पूर्यमाणाः भ्रियमाणाः कीचकाः सच्छिद्रवंशाः मधुरं यथा भवति तथा शब्दायन्ते शब्दं कुर्वन्ति। संरक्ताभिः भक्तिपरायणाभिः शंकरभक्तिप्रीतियुक्ताभिः किन्नरीभिः त्रिपुरविजयः त्रिपुरवधलक्षणं गीतं गीयते। पशु सर्वेषु संगीतेषु मध्ये तदवसरे मुरजः इव मृदंग इव कन्दरेषु गुफासु निर्ह्रादी निर्ह्रादः प्रतिशब्दः पडछंदो इति लोके तद्युक्तः प्रतिशब्दवान् ते तव ध्वनिः यदि स्यात् भवेत् चेत् तत्र पशुपतेः शंकरस्य ननु अवश्यं समग्रः संपूर्णः संगीतार्थः भावी भविष्यति। अर्थात् वंशानां शब्देषु, किन्नरीणां संगीते, मृदंगस्य अपूर्णता तव पडछंदावता शब्देन पूरिता भविष्यति ॥६०॥

---

મીઠા સૂરો પવન ભરતાં વાંસ પોલા કરે છે
પ્રીતીવાળી ત્રિપુર જયને ગાય છે કિન્નરીઓ ॥
ગૂફાઓમાં ધ્વનિ મુરજ શો થાય જો મિત્ર તારો
સંગીતોની પશુપતિ તણી પૂર્ણતા એમ થાશે. ॥૬૦॥

હવે શંકરનાં પગલાંને ઠેકાણે શંકરને સંતોષવાનું કારણ બતાવતાં કહે છે.

હે મેઘ, વાયુથી ભરાતા પોલા વાંસ કાનને મધુરું એવું ગાય છે. શંકરની ભક્તિમાં પ્રીતિવાળી કિન્નરીઓ ત્રિપુરાસુરના વધને લગતું સંગીત કરે છે. એ સંગીતો થતાં હશે ત્યારે તું નગારાં જેવો ગુફામાંથી નિકળતા પડછંદાવાળો શબ્દ કરીશ તો શંકરની સ્તુતિના એ પ્રસંગમાં સંગીતને લગતી બધી સામગ્રી આવી ગયેલી ગણાશે અર્થાત્ તારા પડછંદાવાળા શબ્દથી મૃદંગ નગારાંની ખામી પુરાઈ જશે. ॥૬૦॥

प्रालेयाद्रेरुपतटमतिक्रम्य तांस्तान्विशेषान्
हंसद्वारं भृगुपतियशोवर्त्म यत् क्रौंचरन्ध्रं ॥
तेनोदीचीं दिशमनुसरेस्तिर्यगायामशोभी
श्यामः पादो बलिनियमनाऽभ्युद्यतस्येव विष्णोः ॥६१॥

हे मेघ, तान् तान् विशेषान् शंभुचरणन्यासादीन् दर्शनीयान् पूर्वोक्तान् अन्यान्वा तीर्थविशेषान् अतिक्रम्य उल्लंघ्य, प्रालेयाद्रेः हिमालयस्य उपतटं तटे तळेटीति लोके तत्र विद्यमानं, हंसद्वारं हंसानां द्वारसदृशं अनेन द्वारेण हंसा मानसरोवरं यान्ति एतादृशं, भृगुपतियशोवर्त्म भृगुपतेः परशुरामस्य यशसां मार्गः चिन्हम्, पूर्वं परशुरामः शंभुकृपया प्राप्तशस्त्रविद्यया क्रौंचपर्वतशिखरस्य भेदं कृत्वा तत्र रन्ध्रात्मकं मार्गं चक्रे एतत्कथया तस्य यशसः मार्गः । यत् क्रौंचरन्ध्रमस्ति क्रौंचबिलं वर्तते तेन क्रौंचबिलमार्गेण तिर्यगायामशोभी प्रथमं तिर्यक् तिरश्चीनः पश्चात् आयामो विस्तारः दीर्घता तद्रूपः सन् शोभते इत्येवंशीलः त्वं क्रौंचरन्ध्रेण उदीचीं उत्तरां दिशं अनुसरेः यायाः । बलिनियमनाऽभ्युद्यतस्य बलेर्दैत्यस्य यन्नियमनं निग्रहणं तस्मिन् अभ्युद्यतस्य तदुद्यमपरस्य विष्णोः वामनावतारस्य विराड्रूपधरस्य विष्णोः तिर्यगायामशोभी पातालं प्रविशन् श्यामः पाद इव त्वं क्रौंचबिलं प्रविश्य उत्तरां दिशं गच्छ ॥६१॥

---

ते ते स्थानो हिमगिरि तटोनां उलंघी पछीथी
क्रौंचच्छिद्रे जई परशुरामे कर्युं क्रौंच छिद्र ॥
ते वाटे उत्तर दश जजे त्रांसियो दीर्घ थैने
जेवी रीते बलिदमनमां विष्णुनो श्याम पाद ॥६१॥

हे मेघ, शंकरनां पगलां तथा दर्शन करवा योग्य बीजां तीर्थोने ओळंगीने हिमाचळनी तळेटीना भागमां आवेलुं, हंसोने मानसरोवरमां जवानी बारी जेवुं, परशुरामना यशने देखाडता मार्ग सरखुं, क्रौंच नामनुं छिद्र कोतर्युं आवशे तेमां प्रथम जरा त्रांसो अने पछी लांबो थई तेमांथी नीकळी जई पछी उत्तर दिशा तरफ जजे. बलि राजाने बांधवा तैयार थयेला वामन अवतार विष्णुनो विराट स्वरूपनो प्रथम त्रांसो थई पछी लांबो थई पाताळमां पेसतो काळो पग जेम शोभे तेम तुं क्रौंचना पोलाणमां पेसती वखते शोभीश ॥६१॥

गत्वा चोर्ध्वं दशमुखभुजोच्छ्वासितप्रस्थसंधेः
कैलासस्य त्रिदशवनितादर्पणस्यातिथिः स्याः ॥
शृंगोच्छ्रायैः कुमुदविशदैर्यो वितत्य स्थितः खं
राशीभूतः प्रतिदिशमिव त्र्यम्बकस्याट्टहासः ॥६२॥

इदानीं कैलासप्राप्तिमाह । गत्वेति ।

हे मेघ, त्वं क्रौंचरन्ध्रान्निर्गत्य पुनः ऊर्ध्वं गत्वा आकाशं दशमुखभुजोच्छ्वासितप्रस्थसंधेः दशमुखः रावणः तस्य भुजाभिः उच्छ्वासिताः शिथिलीकृताः प्रस्थानां शृंगाणां सन्धयो यस्य सः तस्य। पुनः त्रिदशवनितादर्पणस्य त्रिदशानां अमराणां ललनाः तासां मुकुररूपस्य, कैलासस्य अतिथिः प्राहुणकः प्राहुणः परोणो इति लोके स्याः भवेः । यः कैलासः कुमुदविशदैः कैरवोज्ज्वलैः शृंगोच्छ्रायैः शृंगाणां उन्नतिभिः अत्यंतोन्नतशृंगैः खं आकाशं वितत्य व्याप्य स्थितः । प्रतिदिशं दिशं दिशं प्रति पूर्वपश्चिमादि दशदिक्षु सर्वत्रैव राशीभूतः निचयस्थितः त्र्यम्बकस्य महेश्वरस्य अट्टहासः इव कैलासः स्थितोऽस्ति ॥६२॥

---

ઊંચે ચાલી દશમુખ ભુજે સંધિ ઢીલા કર્યા છે
તે કૈલાસે અમરવનિતા નેત્રનો પ્રાહુણો થા ॥
ઊંચા શૃંગે કમળ ઉજળો વિસ્તરી જે રહ્યો છે
જાણે ભેળું થયું શિવતણું વિસ્તર્યું અટ્ટહાસ્ય ॥૬૨॥

હે મેઘ, તું ક્રૌંચના પોલાણમાંથી નિકળી આકાશમાં જઈને પછી રાવણની ભુજાઓયે ઢીલા કરેલ છે શિખરોના સાંધા જેના એવા અને દેવતાઓની સ્ત્રીઓના અરીસા જેવા લાગતા કૈલાસ પર્વતનો પ્રાહુણો–પરોણો–મેમાન થાજે. જે કૈલાસ પર્વત, કમળ સરખા સફેદ ઉંચામાં ઉંચા શિખરોવડે ફેલાઈને આકાશમાં રહેલો છે. દશે દિશામાં જ્યાં જુઓ ત્યાં ભેળું થયેલું શંકરનું અટ્ટહાસ્ય જ જાણે કેમ હોય તેવો ચારેકોર કૈલાસ પર્વત દેખાય છે ॥૬૨॥

उत्पश्यामि त्वयि तटगते स्निग्धभिन्नांजनाभे
सद्यः कृत्तद्विरदरदनच्छेदगौरस्य तस्य ॥
शोभामद्रेः स्तिमितनयनप्रेक्षणीयां भवित्री-
मंसन्यस्ते सति हलभृतो मेचके वाससीव ॥६३॥

इदानीं शोभाविशेषोत्पादनेन कैलासस्यापि जलदस्योपकारित्वमाह । उत्पश्यामीति ।

हे मेघ, स्निग्धभिन्नांजनाभे स्निग्धं घृतादियुक्तं भिन्नं घृतादिना मर्दित यत् अंजनं कज्जलं काजळ आँजण इति लोके तत्सदृशा आभा शोभा कान्तिर्यस्य सः तस्मिन् । एतादृशे त्वयि तटगते सति कैलासस्य शृंगं आरूढे सति, सद्यः कृत्तद्विरदरदनच्छेदगौरस्य सद्यस्तत्कालं कृत्तः छिन्नः यः द्विरदस्य गजस्य दन्तस्तस्य यः छेदः तद्वत् गौरस्य उज्ज्वलस्य तस्य अद्रेः पर्वतस्य कैलासस्य शोभां स्तिमितनयनप्रेक्षणीयां निश्चलनयनावलोकनीयां भवित्रीं भाविनीं उत्पश्यामि, स्थिरनयनैः दर्शनिया शोभा भविष्यतीति तर्कयामि । यथा श्वेतवर्णस्य हलभृतः बलभद्रस्य अंसन्यस्ते मेचके आकाशरंगे नीले घेरा वादळी रंग इति लोके वाससी वस्त्रे स्कन्धयोरवधारिते स्कंधारोपिते सति यादृशी स्थिरनयप्रेक्षणीया शोभा भवति तद्वत् ॥६३॥

---

માનું છું તૂં જઈશ શિખરેં કાજળ સ્નિગ્ધ જેવો
કાપ્યા જેવો ગજ દશનને ગૌર કૈલાસના એ ॥
જોયા જેવી સ્થિર નયનથી ત્યાં થશે શ્રેષ્ઠ શોભા
ખંભે નાંખ્યા હળધરતણાં વાદળી જેમ વસ્ત્ર ॥૬૩॥

હવે વિશેષ પ્રકારની શોભા ઉત્પન્ન કરવા માટે મેઘનો પણ કૈલાસ ઉપર ઉપકાર થાશે એમ વર્ણવતાં કહે છે.

હે મેઘ, ઘીમાં કાલવેલા કાળા આંજણ જેવો તું કૈલાસ પર્વતના શિખર ઉપર ચડીશ ત્યારે તુરતના કાપેલા હાથીના દાંતના કાપ જેવા ગૌર ઉજ્વળ રંગના કૈલાસ પર્વતની શોભા સ્થિર નેત્રે જોયા જેવી થાશે એમ માનું છું. જેવી રીતે ગૌર વર્ણના રૂપાળા બળભદ્રે ખંભે નાખેલો ઘેરા વાદળી રંગના ખેસની શોભા સ્થિર આંખ્યે બે ઘડી જોયા જેવી લાગે છે. તેમ ગૌર વર્ણના રૂપાળા કૈલાસ ઉપર શ્યામ વર્ણનો તું ચડીશ ત્યારે એવી નયન મનોહર શોભા દેખશે. ॥૬૩॥

तस्मिन् हित्वा भुजगवलयं शंभुना दत्तहस्ता
क्रीडाशैले यदि च विचरेत्पादचारेण गौरी ॥
भंगीभक्त्या विरचितवपुः स्तम्भितान्तर्जलौघः
सोपानत्वं कुरु मणितटारोहणायाग्रयायी ॥६४॥

इदानीं उमामहेशयोः परितोषाय मेघं उपदिशन्नाह । तस्मिन्निति ।

हे मेघ, तस्मिन् क्रीडाशैले उमामहेशयोः क्रीडास्थानरूपे कैलासपर्वते भुजगवलयं सर्पकंकणं परित्यज्य शंभुना शिवेन • दत्तहस्ता अर्पितहस्ता हस्तावलंबेन नीता गौरी पार्वती पादचारेण चरणचंक्रमेण यदि विचरेत् तदा तस्याः मणितटारोहणाय मणिमयः तटः विस्तृतः उपरिगतः प्रदेशः तत्र आरोहणं चढनं तस्मै भंगीभक्त्या भंगीनां पर्वणां पगथियां इति लोके भक्त्या विभागेन विरचितं वपुः शरीरं येन सः स्तंभितान्तर्जलौघः स्तंभितः स्थिरीकृतः निश्चलीकृतः अन्तर्मध्ये जलौघः नीरसमूहो येन सः, एतादृश त्वं अग्रयायी पुरोगो भूत्वा सोपानत्वं निश्रेणिकात्वं कुरु विधेहि ॥६४॥

---

છોડી સર્પો કર ઉપરથી ત્યાં શિવે આપિ ટેકો
ગૌરી ક્રીડા ગિરિતટવિષે જો ફરે ત્યાં પગેથી ॥
થંભાવીને જળ બરફના ત્યાં થજે તૂં પગથ્યાં
અગ્રે ચાલી ઉપર ચડવા રત્નના એ તટોની ॥૬૪॥

હવે ઉમા મહેશની પ્રસન્નતા મેળવવા મેઘને ઉપદેશે છે.

હે મેઘ, શંકર પાર્વતીના રમવાના સ્થાનરૂપ એ કૈલાસ પર્વત ઉપર સર્પનો બેરખો કાઢી નાખીને શંકરે હાથના આપેલા ટેકાથી પાર્વતી પગે ચાલી એ પર્વત ઉપર ફરવા નીકળે તો એમને મણિ-રત્નોના તટ પ્રદેશ ઉપર ચડવા માટે તું તારા જળને અંદર થંભાવી સરખાં માપસરનાં પગથિયાં રૂપે થઇ પાર્વતીને ચડવાની સીડી બનજે ॥૬૪॥

तत्रावश्यं कुलिशवलयोद्‍घट्टनोद्‍गीर्णतोयं
नेष्यन्ति त्वां सुरयुवतयो यंत्रधारागृहत्वं ॥
तेभ्यो मोक्षस्तव यदि सखे घर्मलब्धस्य न स्यात्
क्रीडालोलाः श्रवणपरुषैर्गर्जितैर्भीषयेस्ताः ॥६५॥

इदानीं अमररमणीनां क्रीडाकारित्वे पयोदं प्रलोभयन् स्वकार्यसिद्ध्यर्थं अग्रतो गमनाय सूचयन् आह। तत्रेति।

हे मेघ, तत्र कैलासोपरि सोपानत्वं प्राप्ते स्थाने सुरयुवतयः देवांगनाः कुलिशवलयोद्‍घट्टनोद्‍गीर्णतोयं कुलिशानां हीरकाणां वलयानि हस्तपरिहितानि कंकणानि तैः तेषां अग्रभागैः उद्‍घट्टनं खोदनं तेन उद्‍गीर्णं वान्तं निर्गतं तोयं जलं यस्य सः तं त्वां यन्त्रधारागृहत्वं नेष्यन्ति, यंत्रे कृत्रिमसाधनैः रचिताः धाराः तासां गृहत्वं स्थानत्वं नेष्यन्ति प्रापयिष्यन्ति। हे सखे घर्मलब्धस्य सोपानरूप बन्धनेन जातः घर्मः स एव लब्धः प्राप्तो येन सः तस्य ते तव ताभ्यः सुरांगनाभ्यः तव मोक्षो मुक्तिः मोचनं यदि न स्यात् चेत्तदा क्रीडालोलाः केलिलंपटाः ताः सुरयुवतीः श्रवणपरुषैः कर्णकठोरैः गर्जितैः गर्जितध्वनिभिः भाययेः भीषयेः त्रासयेः ॥६५॥

---

ત્યાં હીરાનાં સુરયુવતિનાં કંકણોના ઘસારે
પાણી છૂટ્યે જલદ કરશે યંત્રધારા સમાન ॥
એ કષ્ટથી યદિ ન અળગો છૂટવા તે સ્ત્રીઓના
મોટું ગર્જી રમત કરતી સર્વને બીવરાવ્ય ॥૬૫॥

હવે દેવાંગનાઓના રમતમાં મેઘને લોભાવતો અને પોતાના કામ માટે આગળ જવાની સૂચના આપતો કહે છે.

હે મેઘ, એ કૈલાસ ઉપર તું પગથીયાં રૂપ થયેલે ઠેકાણે દેવાંગનાઓ કાંડામાં પહેરેલા હીરાજડિત કંકણોની અણીયુંથી તુંને ખોતરવા માંડશે એટલે યંત્રમાંથી નીકળતી પાણીની અનેક ધારા જેવું સ્વરૂપ તારૂં થઇ જાશે. અર્થાત્ કંકણથી તુને ખોતરી તારામાંથી અસંખ્ય ધારાઓ ચલાવશે. હે મિત્ર પગથીયા રૂપે બંધાઇ જવાને લીધે ઘામ ગરમીવાળા થયેલા તુંને દેવાંગનાઓ ખોતરતી ન આળશે તો તેનાથી છુટવા માટે રમતમા ઘુંચવાઇ ગયેલી સ્ત્રીઓને કાનને ચમકાવે સારી ન લાગે એવી ગર્જના કરી બીવરાવજે. ॥૬૫॥

हेमाम्भोजप्रसवसलिलं मानसस्याददानः
कुर्वन् कामं क्षणमुखपटप्रीतिमैरावतस्य ॥
धुन्वन् कल्पद्रुमकिसलयान्यंशुकानीव वातै-
र्नानाचेष्टैर्जलद ललितैर्निर्विशेस्तं नगेन्द्रं ॥६६॥

इदानीं कैलासोपभोगप्रकारमाह । हेमांभोजेति ।

हे जलद मेघ, त्वं हेमांभोजप्रसवसलिलं हेम्नः स्वर्णस्य अंभोजानि कमलानि प्रसूते तत् प्रसवं सुवर्णकमलजनकं मानसस्य मानसरोवरस्य सलिलं जलं आददानः गृह्णन्, ऐरावतस्य इन्द्रद्विपस्य कामं स्वेच्छया क्षणमुखपटप्रीतिं क्षणं यावत् मुखपटेन ऐरावतगजस्य मुखे बद्धः पटः तेन सह प्रीतिं कुर्वन्, लोके गजानां मुखेषु पटाः बध्यन्ते ते पहवटा इति प्रसिद्धाः तेन पहवटेन प्रीतिं कुर्वन्। पुनः कल्पद्रुमकिसलयानि कल्पवृक्षस्य कोमलानि कुंपळानि तत्र स्थितानि अंशुकानि इव अम्बराणि इव वातैः पवनैः धुन्वन् । इत्थंभूतः ललितैः सुन्दरैः नानाचेष्टैः बहुविधचेष्टितैः विलासैः तं नगेन्द्रं विर्विशेः आश्रयेथाः ॥६६॥

---

• પાણી લૈ માનસ સર તણું પદ્મ છે સ્વર્ણનાં જ્યાં
સાધી ઐરાવત મુખપટની પ્રીતિ થૌભિ જરા ત્યાં ॥
વાયેં કલ્પદ્રુમ કુંપળને વસ્ત્ર પેઠે લડાવી
કૈલાસેં તૂં વિવિધ રમતું સાધતો થૌભિ જાજે ॥૬૬॥

હવે કૈલાસનો આનંદ મેળવવાનું કહે છે.

હે મેઘ, તું એ કૈલાસ પર્વત ઉપર સોનાનાં કમળ ઉત્પન્ન કરનારા માનસરોવરનું પાણી પીતો, ઇંદ્રના હાથી ઐરાવતના મોઢા પર શણગારેલા રેશમી કપડા પર સુંદર સોનેરી ભરત ભરેલા ભરતકામથી શોભતા પહવટા સાથે ગેલ કરતો, ટીંગાડેલાં કપડાંની પેઠે કલ્પવૃક્ષના કુંપળિયાંને ડોલાવતો લડાવતો, એમ અનેક પ્રકારની સુંદર મોજક રતો રમત કરતો કૈલાસ પર્વત ઉપર થોડીવાર રહી જઇ આનંદ કરજે ॥૬૬॥

तस्योत्संगे प्रणयिन इव स्रस्तगंगादुकूला
न त्वं दृष्ट्वा न पुनरलकां ज्ञास्यसे कामचारिन् ॥
या वः काले वहति सलिलोद्गारमुच्चैर्विमानै-
र्मुक्ताजालग्रथितमलकं कामिनीवाभ्रवृन्दं ॥६७॥

### अलकापुरी वर्णनं १

इदानीं कैलासे अलकापुरीस्थानं दर्शयन्नाह। तस्येति।

हे मेघ, हे कामचारिन् स्वेच्छागतिक, प्रणयिनः वल्लभस्य उत्संगे अंगना इव स्रस्तदुकूला गलितपट्टकूला युवती इव, तस्य कैलासस्य उत्संगे गंगा इव दुकूलं श्वेतवस्त्रं यस्याः सा तां। अलकां कुबेरनगरीं दृष्ट्वा उपलभ्य त्वं पुनः न ज्ञास्यसे इति न अपितु ज्ञास्यसे एव अर्थात् यस्यां अलकायां किल मन्दाकिनी वहति तया वा अभिज्ञातभूतया अवश्यं अलकानगरी त्वया ज्ञातुं शक्या इति भावः। या अलकानगरी, मुक्ताजालग्रथितं अलकं कामिनी इव कामिनी स्वैरिणी गौरवर्णा स्त्री मुक्ताफलसमूहेन खचितं गुंफितं अलकं कुटिलं विशेषप्रकारेण रचितं केशपाशं यथा वहति धारयति तथा वः युष्माकं काले वर्षासमये उच्चैर्विमानैः उच्चैः महोन्नताः सप्तभूमिकप्रासादाः येषु तैः सप्तभूमिकप्रासादैः सलिलोद्गारं सलिलस्य जलस्य उद्गाराः बिन्दवः पतन्ति यस्मात् सलिलं उद्गिरन्ति इति तत् अभ्रवृन्दं अभ्राणां मेघानां समूहं या अलकापुरी वहति धारयति

विमानोऽस्त्री देवयाने सप्तभूमौ च सद्मनि ॥ ॥६७॥

---

### અલકાપુરી વર્ણન ૧

તેને ખોળે જયમ પ્રણયિને જાન્હવી રૂપ વસ્ત્રે
એને જોઈ તુરત અલકા ઓળખી કાઢશે તૂં ॥
વર્ષા કાળે જળ વરસતાં વાદળાં મ્હેલમાં જ્યાં
બેસે, મોતિસર અલકમાં ધારતી જેમ વામા ॥૬૭॥

હવે કૈલાસ પર્વતમાં અલકાપુરીની જગ્યા બતાવતો કહે છે.

ઇચ્છા પ્રમાણે ફરનારા હે મેઘ, પ્રિયના ખોળામાં ખસી ગયેલાં લુગડાંવાળી સ્ત્રી જેમ શોભે તેમ ખસી ગયેલા ગંગા રૂપી સફેદ વસ્ત્ર રૂપે દેખાતી એવી કુબેરની અલકા નગરીમાં જઈને એ નગરીને તું નહિ ઓળખી શકે એમ નહી, તેને પડખે વહેતી ગંગાને લીધે તું એ નગરીને ઓળખી કાઢીશ.

મોતીની મનોહર રીતે ગુંથણીથી કાળો અંબોડો ગોરી યુવતીને જેમ શોભે છે તેમ આ તમારા વરસાદના દિવસોમાં ચોમાસામાં, અલકા નગરી સાત ભોંવાળાં સાત માળનાં ઘણાં જ ઉંચાં સફેદ મકાનો ઉપર બેઠેલાં ટપકતા પાણીના બિંદુવાળાં કાળાં વાદળાંનાં ટોળાથી શોભે છે. ॥૬૭॥

विद्युद्वन्तं ललितवनिताः सेन्द्रचापं सचित्रा
या वः काले प्रहतमुरजाः स्निग्धगंभीरघोषं ॥
अन्तस्तोयं मणिमयभुवस्तुंगमभ्रंलिहाग्राः
प्रासादास्त्वां तुलयितुमलं यत्र तैस्तैर्विशेषैः ॥६८॥

## अलकापुरी वर्णन २

इदानीं अलकाप्रासादानां मेघस्य च समानतावर्णनपूर्वकं अलकां वर्णयन्नाह। विद्युदिति ॥

हे मेघ, यत्र अलकानगर्यां प्रासादाः सप्तभूमिकानि धवलगृहाणि त्वां तुलयितुं धारयितुं अलं समर्थाः सन्ति। कीदृशं भवन्तं कीदृशाः प्रासादाः द्वयोः साम्येन तैस्तव तोलनं शक्यमेवेति भावः। विद्युद्वन्तं विद्युत् विद्यते यत्र सः विद्युद्वान् तं विद्युत्कलत्रयुक्तं सौदामिनीसहितं त्वां, ललितवनिताः ललिताः विविधविलासयुक्ताः सुन्दर्यो येषु ताः प्रासादाः। सेन्द्रचापं बहुरंगपूर्णेन्द्रचापसंयुक्तं त्वां, सचित्राः नानावर्णाकृतिचित्रैरलंकृताः प्रासादाः। स्निग्धगंभीरघोषः स्निग्धः कर्णमनोहरः गंभीरः घोषः शब्दः यस्यासौ तं त्वां, या अलकापुरी. वः युष्माकं काले वर्षासमये प्रहतमुरजाः आस्फालितमृदंगाः प्रासादाः। अन्तस्तोयं मध्ये जलपूर्णं त्वां, मणिमयभुवः अन्तर्जलप्रकाशयुक्तत्वेन महामूल्या मणयः "पाणिदार" विविधरत्नानि तैर्जटिता भूः येषां ते प्रासादाः। अर्थात् प्रासादानां भूपृष्ठं जलगर्भितमहामूल्यरत्नैर्जटितं, रत्नघटितलादिकाभिराच्छादितमस्तीति। यथा मेघः जलगर्भितस्तथा प्रासादा अपि जलगर्भितरत्नजटितभूपृष्ठा इति। तुंगं महान्तं उन्नतं त्वां, अभ्रंलिहाग्राः अभ्रं आकाशं लिहन्तीति अग्राणि उपरि भूमिकानि विमानानि येषां ते प्रासादाः। इत्थं तैस्तैः उपर्युक्तैः विशेषैः भिन्नभिन्नप्रकारैः तव च तेषां च साम्येन ते प्रासादाः त्वां तुलयितुं धारयितुं अलं पूर्णतया समर्थाः सन्ति ॥६८॥

---

## અલકાપુરી વર્ણન ર

વિદ્યુતસ્ત્રીનો, સહિતયુવતી યુક્ત, તૂં ઈંદ્રિ ચાપે
ચિત્રાળા છે, ધ્વનિ મુરજના, ગર્જતો તું મધૂરૂં ॥
પાણીથી તૂં નિભૃત, માણની લાદિયુંથી જડેલા,
તું ઉંચો, તે પણ નભ અડતા તોળશે મ્હેલ તૂંને ॥૬૮॥

હવે અલકાપુરીના મહેલો અને મેઘની સમાનતા પૂર્વકના વર્ણન સાથે અલકાપુરીને વર્ણવે છે.

હે મેઘ, જે અલકાપુરીમાં સાત ભોંવાળા મહેલો તારી બરોબરી કરનારા છે તે તુને ઉપાડવા શક્તિમાન છે. તું કેવો છો અને મહેલ કેવા છે, કઈ કઈ બાબતમાં કેવી રીતે તારી બરોબરી કરે છે તે સાંભળ.

પોતાની સ્ત્રી વિજળી સાથે રહેલો એવો વિજળીવાળો તું છો તેમ મનોહર વિલાસ કરનારી સ્ત્રીઓવાળા મહેલો છે.

शष्पश्यामा दिनकरहयस्पर्धिनो यत्र वाहाः
शैलोदग्रास्त्वमिव करिणो वृष्टिमन्तः प्रभेदात ॥
योधाग्रण्यः प्रतिदिशमुखं संयुगे तस्थिवांसः
प्रत्यादिष्टाभरणरुचयश्चन्द्रहासव्रणांकैः ॥६९॥

### अलकापुरी वर्णनं ३

हे मेघ, यत्र अलकायां अश्वाः शष्पश्यामाः शष्पं गाढहरितवर्णं ईषच्छ्यामं हरितं तृणं तत्सदृशाः अश्वाः दिनकरहयस्पर्धिनः दिनकरस्य सूर्यस्य ये हया-स्तुरंगास्तान्स्पर्धयन्ते इत्येवंशीलाः सन्ति । यस्यां अलकायां शैलोदग्राः पर्वतोन्नताः करिणः गजाः त्वमिव त्वं यथा वृष्टिं करोषि तद्वत् प्रभेदात् मद-क्षरणात् वृष्टिमन्तः मदजलस्राविणः सन्ति । यस्यां अलकायां च संयुगे संग्रामे सर्वकालं प्रतिदिशमुखं प्रत्येकदिशायां दिशं दिशं प्रति तस्थिवांसः सज्जाः चंद्रहासव्रणांकैः चंद्रहासः विशेषप्रकारा असिः तस्या व्रणानां अंकैः युद्धेन जातैः चिन्हैः प्रत्यादिष्टाभरणरुचयः प्रत्यादिष्टा निराकृता आभरणानां रुचयः यैः एतादृशाः योधाग्रण्यः योधानां अग्रण्यः सुभटाः सन्ति ॥६९॥

---

### અલકાપુરી વર્ણન ૩

અનેક લાલ પીળા લીલા વાદળી રંગના ઇંદ્ર ધનુષ્ય સાથે તું છો તેમ આકર્ષક રંગોથી આળખેલાં વિવિધ આકૃતિનાં સુંદર ચિત્રોવાળા મહેલો છે. ધીમા સુંદર મધુર શબ્દો તું કરછ તેમ તમારા વરસાદના સમયે ચોમાસામાં મૃંદગો નગારાં તબલાં જેમાં વાગી રહ્યાં છે એવા મહેલો છે. જેમ તારામાં અંદર પાણી ભરેલું છે તેમ હીરા માણેક મોતી પન્ના નીલમ વગેરે પાણીદાર રત્નો જેની ભોંની–જમીનની લાદીયુંમાં જડ્યાં છે એવા મહેલો છે. જેમ તું ઘણો ઉંચો મોટો છો તેમ સાત સાત માળના આકાશને અડતા આકાશ સાથે વાતું કરતા એવા ઉંચા મહેલો છે. આ રીતે ઉપર કહેલા દરેક પ્રકારે તારી સાથે મહેલોની સમાનતા છે. તે તારા બરોબરીયા છે તેથી એ અલકાપુરીના મહેલો તુને ઉપાડવા શક્તિમાન છે. ॥૬૮॥

કાળા ઘોડા મનડું હરતા સૂર્યના અશ્વ જેવા
હાથીમોટા ગિરિવર સમા વૃષ્ટિ કર્તા મદોની ॥
યોધા ઊભા દશ દિશ ભણી યુદ્ધ ભુમી વિષે ત્યાં
ત્યાગી આભૂષણ રૂચિ દિસે ચંદ્રહાસ વ્રણોથી ॥૬૯॥

હે મેઘ, અલકાપુરીમાં ઘોડાઓ તાજા ઉગેલા ખડ જેવા કાળાશ પડતા લીલાઘેરા રંગના અને સૂર્યના ઘોડાની બરોબરી કરનારા છે. જ્યાંના પર્વત જેવા ઉંચા હાથીઓ તું જેમ વરસાદ વરસાવે છે તેમ મદના પાણીને વરસાવે છે. લડાઈ માટે કોઇપણ વખતે તૈયાર થઈ દશે દિશામાં ઉભેલા અને લડાઇમાં થયેલા ચંદ્રહાસ જાતની તરવારના ઘાનાં ઓંધાણથી આભૂષણ પહેરવાની ઇચ્છા જેઓને થાતી નથી એવા સુભટ યોધાઓ છે. ॥૬૯॥

आनन्दोत्थं नयनसलिलं यत्र नान्यैर्निमित्तै-
र्नान्यस्तापः कुसुमशरजादिष्टसंयोगसाध्यात् ।
नाप्यन्यत्र प्रणयकलहाद्‌ विप्रयोगोपपत्ति-
र्वित्तेशानां न च खलु वयो यौवनादन्यदस्ति ॥७०॥

## अलकापुरी वर्णनं ४

हे मेघ, यस्यां अलकायां वित्तेशानां यक्षाणां गुह्यकानां आनन्दोत्थं हर्षोत्पन्नं नेत्रजलमस्ति । न पुनरन्यैर्निमित्तैः इष्टवियोगादिभिः कारणैर्जनितं नयनेषु अश्रु चागच्छति ।

पुनः यस्यां च इष्टसंयोगसाध्यात् इष्टस्य संयोगेन साध्यात् इष्टानां प्रियाणां प्रियांगनानां च संयोगेन साध्यते शाम्यते सः तस्मात् कुसुमशरजात् कन्दर्पोद्‌भूतात्तापात् अन्यस्तापो मृत्युवियोगव्याधिदरिद्रतादिजनितो नास्ति ।

पुनः यस्यां अलकायां स्त्रीपुंसां प्रणयकलहादन्यत्र प्रीतिकलहं विना अन्यत्र अन्यकारणैः विप्रयोगो वियोगो नास्ति ।

पुनः यस्यां अलकायां खलु निश्चयेन यौवनादन्यत् वयो नास्ति अवस्था न विद्यते । तु पुनर्वृद्धलक्षणं वयो नास्ति ॥७०॥

---

## અલકાપુરી વર્ણન ૪

આનંદોનાં જલ નયનમાં જ્યાં ન બીજા નિમિત્તે
કામે પ્રેર્યા પ્રિય મિલનથી સાધ્ય બીજો ન તાપ ॥
બીજો છે ન પ્રણય કલહો છોડિને જ્યાં વિયોગ
યક્ષોનાં જ્યાં વય ન જુવાની વિના કોઈ વૃદ્ધ ॥૭૦॥

હે મેઘ, તે અલકાપુરીમાં રહેનારા યક્ષો ગુહ્યકોને અને યક્ષ સ્ત્રીઓને આનંદનાં હર્ષ પ્રસંગનાં આંસું આવે છે પણ સ્નેહીનો વિયોગ કે તેવાં બીજાં કારણે આંસુ આવવાનો પ્રસંગ બનતો નથી.

ત્યાં ઇચ્છિત પતિ કે પત્નીના સંયોગથી મટનારા કામદેવથી થતા તાપ શિવાય બીજો કોઇ પણ પ્રકારનો મરણ, વિયોગ, રોગ, દરિદ્રતા વગેરેથી સંતાપ થતો નથી.

ત્યાં પ્રેમનાં રીસામણાં શિવાય બીજા કોઇ પ્રકારનો કલહ કલેશ નથી.

અલકાપુરીમાં યૌવન શિવાય બીજી અવસ્થા, નથી વૃદ્ધાવસ્થા આવતી નથી ॥૭૦॥

यस्यां यक्षाः सितमणिमयान्येत्य हर्म्यस्थलानि
ज्योतिश्छायाकुसुमरचनान्युत्तमस्त्रीसहायाः ॥
आसेवन्ते मधु रतिफलं कल्पवृक्षप्रसूतं
त्वद्गंभीरध्वनिषु शनकैः पुष्करेष्वाहतेषु ॥७१॥

### अलकापुरी वर्णनं ५

हे मेघ, यस्यां अलकायां उत्तमस्त्रीसहायाः उत्तमाः रूपगुणसहिताः स्त्रियः नार्य एव सहायाः येषां ते वरसुंदरीसहिताः यक्षाः गुह्यकाः, सितमणिमयानि सितानि उज्ज्वलानि प्रभायुक्तानि मणयः रत्नानि येषु तानि रत्नजडितानि । ज्योतिश्छाया कुसुमरचनानि ज्योतिषां नक्षत्राणां छायाः प्रतिबिम्बानि तान्येव कुसुमरचनानि येषु तानि एतादृशानि हर्म्मस्थलानि एत्य हर्म्मानां उपरीभागे आकाशिकायां गत्वा । त्वद्गंभीरध्वनिषु त्वत्सदृशः गंभीरः सुभगः ध्वनयःयेषु तेषु पुष्करेषु मृदंगेषु शनकैः मंदं मंदं आहतेषु आस्फालितेषु सत्सु कल्पवृक्षप्रसुतं कल्पवृक्षोत्पन्नं, रतिफलं रतिः संभोग एव फलं यस्य तत् एतादृशं मधु स्त्रीसंगे आनन्ददायिनीं मदिरां आसेवन्ते उपभुंजन्ते पिबन्ति ॥७१॥

---

### અલકાપુરી વર્ણન ૫

જેમાં યક્ષો સ્ફટિક મણિનાં શ્વેત હર્મ્ય સ્થળોમાં
બેશી રામા સહ કુસમની ગૂંથણી તારલાથી ॥
સેવે છે જ્યાં સુરત સુખનું મધ કલ્પદ્રુમોનું
તારા ધીમા ધ્વનિ સુમધુરાં વાગતાં વાદ્ય જેમાં ॥૭૧॥

હે મેઘ, જે અલકાપુરીમાં, સફેદ મણિ–સ્ફટિકમણિથી જડેલા, તેથી જ તેમાં પડતી તારાઓની છાયા પ્રતિબિંબથી જાણે ફુલની ગુંથણી કરી છે એવા લાગતા મહેલોની અગાશીના ઉપરના સ્થળોમાં યક્ષો, સુંદર સ્ત્રીઓ સાથે બેસીને, તારા જેવા ગંભીર શબ્દવાળાં મૃદંગ તબલાંના ધીમા ધીમા સંગીત સાથે કલ્પવૃક્ષમાંથી ઉત્પન્ન થયેલી, રતિ સુખ સ્ત્રીસંગમાં આનંદ આપનારી એવી મદિરા પીયે છે ॥૭૧॥

गत्युत्कम्पादलकपतितैर्यत्र मन्दारपुष्पैः
पत्रच्छेदैः कनककमलैः कर्णविस्रंसिभिश्च ॥
मुक्ताजालैः स्तनपरिसरच्छिन्नसूत्रैश्च हारै-
र्नैशो मार्गः सवितुरुदये सूच्यते कामिनीनां ॥७२॥

## अलकापुरी वर्णनं ६

हे मेघ यत्र यस्यां अलकायां कामिनोनां शृंगारिणीनां स्त्रीणां गत्युत्कंपात् गत्या शीघ्रगमनेन गमनजनितः उत्कंपः चलनं तस्मात्, अलकपतितैः अलकेभ्यः कुटिलकेशपाशेभ्यः पतितैः मन्दारपुष्पैः कल्पवृक्षकुसुमैः,

पत्रच्छेदैः नागवल्लीशकलैः, कर्णविस्रंसिभिः कर्णपरिभ्रष्टैः कर्णेभ्यः पतितैः कनककमलैः,

स्तनपरिसरच्छिन्नसूत्रैः स्तनपरिसरेण कुचप्रदेशविस्तारेण विपुलपुष्टस्तनास्फालनेन छिन्नानि सूत्राणि दोराः येषां तैः मुक्ताजालैः मौक्तिककलापैः मुक्तागुंफितैः हारैः इत्यादिभिः सवितुः सूर्यस्य उदये नैशः निशायां भवः मार्गः सूच्यते ॥७२॥

---

## અલકાપુરી વર્ણન ૬

વેગે જાતાં અલકથિ પડ્યાં ફૂલ કલ્પદ્રુમોનાં
પાનચ્છેદો, કનક કમળો કાનથી જ્યાં ખર્યાં છે ॥
વેરાણાં જ્યાં સ્તનતટ રહ્યા તૂટતાં હાર દોરા
ઊગ્યા સૂર્યે નજર પડતો માર્ગ આ કામિનીનો ॥૭૨॥

હે મેઘ જે અલકાપુરીમાં, પોતાના પ્રિય પાંસે જવાની ઉતાવળમાં ઉતાવળે ચાલવાથી થયેલા શરીરના હલનચલનને લીધે માર્ગમાં ક્યાંક અંબોડામાંથી કલ્પવૃક્ષનાં ફૂલ પડયાં છે.

ક્યાંય નાગરવેલનાં પાનના કટકા મોઢામાંથી પડેલા છે.

ક્યાંય કાનમાંથી સરી ગયેલાં સોનાનાં કમળ પડયાં છે.

ક્યાંક પુષ્ટ સ્તનોની વિશાળતાને લઈ દોરા તુટી જવાથી મોતી ગુંથેલા હાર અને મોતિ પડયાં છે.

આવાં ચિન્હોથી સૂર્યોદય પછી જોતાં આ કામિનીઓ પસાર થયાનો રાતનો માર્ગ હતો એમ જણાય છે ॥૭૨॥

नीवीबन्धोच्छ्वसितशिथिलं यत्र यक्षांगनानां
क्षौमं रागादनिभृतकरेष्वाक्षिपत्सु प्रियेषु ॥
अर्चिस्तुंगानाभमुखमपि प्राप्य रत्नप्रदीपान्
ह्रीमूढानां भवति विफलप्रेरितश्चूर्णमुष्टिः ॥७३॥

## अलकापुरी वर्णनं ७

उपर्युक्तैः अन्यैर्वक्ष्यमाणैः चिन्हैः अलकां ज्ञास्यस्येव इति वर्णयन्नग्रे आह । नोवीति ।

हे मेघ, यत्र अलकायां ह्रीमूढानां लज्जाव्याकुलितानां यक्षांगनानां गुह्यक-स्त्रीणां, नीवीबंधः शाटकपट्टिका तस्याः बंधस्य उच्छ्वसितं शिथिलीभवनं तेन शिथिलं ढोलीभूतं क्षौमं दुकूलं अनिभृतकरेषु चंचलहस्तेषु अपलक्षणेषु प्रियेषु आक्षिपत्सु रागात् हास्येन आकर्षत्सु सत्सु अर्चिस्तुंगान् अर्चिषा विशेषप्रकाशमानान् महाद्युतीन् रत्नप्रदीपान् अभिमुखं सन्मुखं प्राप्यापि दीपशान्तये चूर्णमुष्टिः अबिला-दिसुगंधिद्रव्यस्य विफलप्रेरितः मुष्टिः निष्फलप्रक्षिप्तः भवति रत्नप्रदीपानां प्रकाशानां अविनश्वरत्वेन अबिलादिप्रक्षेपेनापि दीपनिर्वाणः दीपशांतिर्न भवति अन्धकारं न व्याप्नोति ॥७३॥

---

## અલકાપુરી વર્ણન ૭

નાડી છૂટ્યે શિથિલ બનતી ઓઢણી જ્યાં સ્ત્રિયોની
સ્નેહે સ્નેહી ચપળ કરથી ખેંચતા શર્મ મુગ્ધ ॥
કાંતીવાળા જગમગ થતા રત્નના દીપ પ્રત્યે
ફેંકયા હાથા અબિલ ચુરણોના નકામા બને છે ॥૭૩॥

અલકાપુરીની વધુ ઓળખાણ આપતાં કહે છે.

હે મેઘ, જે અલકાપુરીમાં શરમથી ભરેલી યક્ષોની લાજાળુ સ્ત્રીઓનું નાડી ઢીલી થવાથી ઢીલી થયેલી ઓઢેલી રેશમી સાડી, સખણા ન રહેતા—અપલખણા હાથવાળા પુરૂષો ખેંચે છે ત્યારે અંધારૂં કરવા દીવા ઠારવા માટે પાંસે જઇને અબીલ વગેરે સુગંધી પદાર્થનો હાથો ભરી દીવા ઉપર સ્ત્રીઓ ફેંકે છે તો પણ દીવા ઠરતા નથી. કારણ એ તેલના દીવા નથી રત્નો દીવા રૂપે પ્રકાશતાં હોવાથી અબીલ વગેરે ફેંકવાથી અંધારૂં થાતું નથી. ॥૭૩॥

हस्ते लीलाकमलमलकं बालकुन्दानुविद्धं
नीता रोध्रप्रसवरजसा पाण्डुतामाननश्रीः ॥
चूडापाशे नवकुरबकं चारु कर्णे शिरीषं
सीमन्ते च त्वदुपगमजं यत्र नीपं वधूनां ॥७४॥

## अलकापुरी वर्णनं ८

पुनः अलकाया परिचयं निरूपयन्नाह । हस्त इति ।

हे मेघ यत्र यस्यां अलकायां वधूनां नवपरिणीतयुवतीनां हस्ते लीला-कमलं लीलार्थे क्रीडार्थे धारितं कमलं वर्तते ।

बालकुन्दानुविद्धं बालकुन्दाः अविकसिताः डोलरकलिका तैः अनुविद्धं व्याप्तं ग्रथितं डोलरकलिकागुंफितं कलिकाभूषणं तालुप्रदेशवर्तिनि साधित केशमध्यभागे वधूनां अलके केशेषु वर्तते ।

रोध्रप्रसवरजसा रोध्राणां लोद्रवृक्षाणां प्रसवाः पुष्पाणि तेषां रजः पुष्प परागः तेन तल्लेपेन वधूनां आननश्रीः मुखशोभा पाण्डुतां गौरतां नीता प्राप्ता वर्तते ।

यस्यां पुर्यां वधूनां चूडापाशे धम्मिल्ले—नवकुरबकं वर्तते । कर्णे च चारु सुंदरं शिरीषपुष्पं वर्तते । सीमंते सेंथो इति लोके मस्तकस्य मध्ये केशवीथ्यां त्वदुप-गमजं त्वत् तव उपगमः आगमः वर्षाकालः तस्मिन् समये जायते इति त्वदीयागमनोत्पन्नं नीपं कदम्बपुष्पं वर्तते ॥७४॥

---

## અલકાપુરી વર્ણન ૮

હાથે ક્રીડા કમળ, કળિયું કુંદ ગૂંથેલ કેશે
ગોરી શોભા મુખ કમળની લોધ્ર પુષ્પો પરાગે ॥
અંબોડામાં નવ કુરબકો, સર્સડા ફુલ કાને
ફુલો સેંથે યુવતિજનને ત્યાં કદંબો તણાં છે ॥૭૪॥

હે મેઘ જે અલકાનગરીમાં નવી પરણેલી નવવધૂઓ વહુઓ રમવા માટે હાથમાં કમળ પુષ્પ ફેરવે છે.

ડોલરની ઉઘડયા વિનાની કળીયોથી ગુંથેલું કળિકાભૂષણ એ નવવધૂઓના વાળના આગળના ભાગમાં ગોઠવેલ છે.

પોતાના મોઢાને ગૌરવર્ણુ બનાવવા મોઢા ઉપર લોદર વૃક્ષના ફુલનો પરાગ—અત્યંત બારિક સુગંધી ચૂર્ણ મોઢા ઉપર જે સ્ત્રીઓ ચોપડે છે.

અંબોડામાં નવકુરબકની વેણી, કાન પર સરસડાતાં સુંવાળાં રેશમ જેવાં ફુલ અને સેંથામાં તારા આવવાથી (વરસાદની ઋતુમાં), ખીલતાં કદંબના ફુલ જે સ્ત્રીઓએ કળાથી ગોઠવ્યાં છે ॥૭૪॥

यस्यां मत्तभ्रमरमुखराः पादपा नित्यपुष्पा
हंसश्रेणीरचितरशना नित्यपद्मा नलिन्यः ॥
केकोत्कण्ठा भवनशिखिनो नित्यभास्वत्कलापा
नित्यज्योत्स्नाप्रतिहततमोवृत्तिरम्याः प्रदोषाः ॥७५॥

अलकापुरी वर्णनं ९

हे मेघ, त्वं तां अलकां एभिश्चिन्हैरपि ज्ञास्यसे एव ।

यस्यां अलकायां मत्तभ्रमरमुखराः पुष्पद्रवैः मत्ताः ये भ्रमराः मधुकराः तैः मुखराः गुंजायमानाः पादपाः नित्यपुष्पाः सदापुष्पिताः सन्ति ।

यस्यां अलकायां हंसश्रेणीरचितरशनाः हंसानां श्रेण्या पंक्त्या रचिता स्थापिता रशनाः मेखलाः यासां ताः नलिन्यः पद्मिन्यः सरोवरिकाः नित्यपद्माः नित्यं सर्वकालं सर्वर्तुषु कमलपुष्पवत्यः सन्ति ।

यस्यां अलकायां केकोत्कंठाः केकाशब्देन ऊर्ध्वकृताः कंठाः यैस्ते भवनशिखिनः पालिताः गृहमयूराः नित्यभास्वत्कलापाः नित्यं सततं सर्वकालं भास्वन्तः सुशोभिताः रमणीयाः कलापाः कळाः येषां ते सन्ति ।

यस्यां प्रदोषाः रात्रयः नित्यज्योत्स्नाप्रतिहततमोवृत्तिरम्याः सन्ति । साक्षात् शंभोः तत्र नित्यनिवासात् तज्जटायां स्थितशशिना नित्यं सततं प्रकाशमाना या ज्योत्स्ना चंद्रकान्तिः तया प्रतिहता दूरीकृता अवरुद्धाः तमसां अंधकाराणां आवृत्तिः पुनरागमनं तेन रमणीयाः वर्तन्ते ॥७५॥

---

અલકાપુરી વર્ણન ૯

શબ્દાળાં જ્યાં મદજ ભમરોથી સદાપુષ્પ વૃક્ષો
હાર્યું હંસો તણિ નલિનિને નિત્ય પદ્મો સુહાતાં ॥
મોરો ઉત્કંઠિત ભવનના નિત્ય શોભે કળાયે
જ્યોત્સ્નાઓથી મનહર નિશા દૂર છે અંધકારો ॥૭૫॥

હે મેઘ તું એ અલકાપુરીને નીચેનાં એંધાણુથી પણુ ઓળખી શકીશ.

જે અલકાપુરીમાં પુષ્પ રસોના મદથી ઘેરાયેલા ભમરા જેના પર ગુંજી રહ્યાં છે એવાં વૃક્ષો બારે માસ ફૂલથી ખીલેલાં રહે છે.

જે અલકામાં બારે માસ કમળનાં ફૂલ ખીલી રહ્યાં છે એવી તળાવડીયુંને કાંઠે હંસની હાર્યું બેઠી છે તે એની સફેદ કટીમેખળા–કંદોરા જેવી શોભે છે.

જે અલકાપુરીમાં કેકા શબ્દથી ટહુકા કરતા ઘરમાં પાળેલા મોર હંમેશાં કળા પુરી શોભી રહેલા છે.

જ્યાં શંકર સાક્ષાત રહેતા હોવાથી તેની જટામાં રહેલા ચંદ્ર વડે જે અલકાપુરીની રાત્રીઓ ચંદ્રના પ્રકાશથી બારે માસ પ્રકાશી રહેલી હોય છે. ક્યાંય પણુ અંધારૂં જોઇ શકાતું નથી ॥૭૫॥

अक्षीणान्तर्भवननिधयः प्रत्यहं रक्तकण्ठै-
रुद्गायद्भिर्धनपतियशः किन्नरैर्यत्र सार्धं ॥
विभ्राजाख्यं विबुधवनितावारमुख्यासहाया
बद्धालापा बहिरुपवनं कामिनो निर्विशन्ति ॥७६॥

अलकापुरी वर्णनं १०

हे मेघ यत्र यस्यां अलकायां, विबुधवनितावारमुख्यासहायाः विबुधवनिताः देवस्त्रीरूपाः याः वारमुख्याः वारांगनाः कलाकुशलांगनाः, ताः सहायाः येषां ते ।
अक्षीणान्तर्भवननिधयः अक्षीणाः क्षयरहिताः अंतर्भवने गृहाभ्यन्तरे तोषाखाना इति लोके तत्र निधयः स्वर्णरत्नादीनां भण्डाराः येषां ते ।

एतादृशाः कामिनः शृंगाररसिका यक्षाः रक्तकंठैः मधुरस्वरैः, धनपतियशः कुबेरकीर्तिद्योतकानि संगीतानि उद्गायद्भिः उत्तमप्रकारेण उच्चस्वरैः गायमानैः किन्नरैः सार्धं बद्धालापाः बद्धः संप्रवेशिताः साधिताः रागाणां आलापाः यैस्ते सन्तः बहिरुपवनं अलकापुर्याः बहिर्भागे स्थितं विभ्राजाख्यं विभ्राजनामकं उद्यानं प्रत्यहं अनुदिनं निर्विशन्ति प्रविशन्ति ॥७६॥

---

અલકાપુરી વર્ણન ૧૦

ભંડારો અક્ષય ધનતણા જેમને છે ઘરોમાં
ઊંચે ગાતા ધનપતિ તણી કીર્તિને કિન્નરો જ્યાં ॥
દેવ સ્ત્રીઓ મધુરસુરની સાથ વિભ્રાજ નામે
પેસે છે ત્યાં ઉપવન વિષે નિત્ય કામાંધ યક્ષો ॥૭૬॥

હે મેઘ, જે અલકાપુરીના પુરૂષોને, સ્વર્ગની અપ્સરાઓ કળા કૌશલ્યવાળી વારાંગનાઓ રૂપે બની સુખ આપે છે.

જે અલકાપુરીના પુરૂષોના ધનના ભંડાર તોશાખાનાં સોનું રત્નો વગેરેથી હમેશાં ભરેલાં જ રહે છે, ગમે તેટલો ઉપયોગ કરે તો પણ ખુટતાં નથી.

એવા કામી શૃંગારરસિક યક્ષો, મધુર સ્વરથી કુબેરના યશનાં સંગીત ગાતા કિંનરો સાથે રાગમાં આલાપ મેળવી અલકાપુરીની શહેરની બહાર આવેલા વિભ્રાજ નામના બગીચામાં દાખલ થઇ આનંદ કરે છે. ॥૭૬॥

यत्रानीताः सततगतिना यद्विमानाग्रभूमी-
रालेख्यानां स्वजलकणिकादोषमुत्पाद्य सद्यः ॥
शंकास्पृष्टा इव जलमुचस्त्वादृशा यत्र जालै-
र्धूमोद्गारानुकृतिनिपुणा जर्जरा निष्पतन्ति ॥७७॥

## अलकापुरी वर्णनं ११

हे मेघ, यत्र यस्यां अलकायां सततगतिना पवनेन यत् यस्याः अलकायाः विमानानि सप्तभूमिकानि-हर्म्याणि तेषां अग्रभूमयः अंतिमभूमिगृहाणि ताः आनिताः अंतःप्रापिताः त्वादृशाः त्वत्सदृशाः जलमुचः मेघाः आलेख्यानां चित्राणां स्वजलकणिकादोषं उत्पाद्य स्वजलानां बिन्दुभिः विकृतिं विधाय सद्यः शंकास्पृष्टा इव भयचकिता इव धूमोद्गारानुकृतिनिपुणाः धूमस्य उद्गारः निर्गमनं तस्य अनुकृतिः अनुकरणं तत्करणे निपुणाः कुशलाः अतएव जर्जरा पृथक् पृथक् भूताः जालैः जालिकाभिः गवाक्षविवरैः निष्पतन्ति बहिः निःसरन्ति ॥७७॥

---

## અલકાપુરી વર્ણન ૧૧

ખેંચાયેલા પવન ગતિથી સાતમી મેડીયુંમાં
સારાં ચિત્રો જળકણવડે સાવ નાખી બગાડી ॥
જાણે શંકા ભયથિ જલદો નીસરી જાળીયૂંથી
વીંખાઈ ધૂમ્ર સમ બનિને તું સમા નીકળે છે ૭૭॥

હે મેઘ, જે અલકા નગરીનાં સાત ભોંનાં ગગનચુંબી મકાનાની ઉપલી ભોંયુંના મકાનોમાં હંમેશાં વાતા પવને ખેંચાઇ આવતા તારા જેવા મેઘો અંદર ઘુસી જઇ ત્યાં ટીંગાડેલાં ચિત્રોના રંગને પોતાના જળ બિંદુઓથી બગાડી નાખી તુરત ભયભીત બનેલા ધુંવાડાનો આકાર ધરવામાં કુશળ એવા તે મેઘ છુટા છુટા બની જાળીયું વાટે બહાર નીકળી જાય છે. ॥૭૭॥

मन्दाकिन्याः सलिलशिशिरैः सेव्यमाना मरुद्भि-
र्मन्दाराणामनुतटरुहां छायया वारितोष्णाः ॥
अन्वेष्टव्यैः कनकसिकतामुष्टिनिक्षेपगूढैः
संक्रीडन्ते मणिभिरमरप्रार्थिता यत्र कन्याः ॥७८॥

### अलकापुरी वर्णनं १२

हे मेघ, मंदाकिन्याः गंगायाः सलिलशिशिरैः जलेन तोयतुषारेण शीतलैः मरुद्भिः पवनैः सेव्यमानाः, अनुतटरुहां तीरसमीपेोद्गतानां मन्दाराणां सुरतरूणां कल्पद्रुमाणां छायया वारितोष्णाः निवारिताः उष्णाः आतपाः सूर्यतापाः याभिस्ताः, अमरप्रार्थिताः देवैर्याचिताः कन्याः यक्षकुमारिकाः कनकसिकतामुष्टिनिक्षेपगूढैः कनकस्य स्वर्णस्य सिकता वालुका रेतिः तस्याः मुष्टिः तत्र निक्षेपः न्यासः तेन गूढैः गुप्तैः अन्वेष्टव्यैः कस्या मुष्टौ को मणिः स्वर्णवालुकान्तर्हितोऽस्तीति ज्ञातव्यैः मणिभिः रत्नैः संक्रीडन्ते रमन्ते ॥७८॥

---

### અલકાપુરી વર્ણન ૧૨

સેવાતી જ્યાં શિશિર પવને જાન્હવીનાં જળોથી
કાંઠે ઊગ્યાં સુરતરૂ તણી છાયથી શાંત તાપ ॥
સંતાડેલાં કનક રજની મૂઠિયૂંથી મણીથી
બોલાવાતી અમર જ ગણે યક્ષ કન્યા રમે છે ॥૭૮॥

હે મેઘ, ગંગાના જળથી ઠંડા બનેલા પવનનો આનંદ લેતી, ગંગાને કાંઠે ઉગેલાં કલ્પવૃક્ષોની છાયાથી સૂર્યનો તડકો જેને લાગતો નથી એવી, દેવતાઓ જેની માગણી કરે છે એવી યક્ષોની કન્યાઓ કુમારિકાઓ સોનાની રેતીની અંદર મુઠીમાં રાખી સંતાડેલાં રત્નોથી રમે છે. અર્થાત અલકામાં વહેતી ગંગાની રેતી સોનાની છે તે રેતી મુઠીમાં લઈ તેમાં જુદાંજુદાં રત્નો સંતાડી એક બીજી પોતાની મુઠીમાં કયું રત્ન છે તે પુછતી રમત કરે છે. ॥૭૮॥

यत्र स्त्रीणां प्रियतमभुजालिंगितोच्छ्वासितानां-
मंगग्लानिं सुरतजनितां तन्तुजालावलम्बाः ॥
त्वत्संरोधापगमविशदैः प्रेरिताश्चन्द्रपादै-
र्व्यालुम्पन्ति स्फुटजललवस्यन्दिनश्चन्द्रकान्ताः ॥७९॥

### अलकापुरी वर्णनं १३

हे मेघ, यत्र यस्यां अलकायां तन्तुजालावलंबाः तंतुजालाः शलाकायुक्त-जालिकाः तासु अवलंबः आधारो येषां ते। पुनः त्वत्संरोधापगमविशदैः त्वत् तव संरोधः आवरणं तस्य अपगमः अभावः तेन निर्मलैः चंद्रपादैः चंद्रकिरणैः प्रेरिताः नोदिताः अत एव स्फुटजललवस्यन्दिनः स्फुटाश्च जलकणाश्च तान् स्यन्दंति वर्षंतीति एवंशीलाः चंद्रकान्ताः चन्द्रकान्तमणयः प्रियतमभुजालिंगितोच्छ्वासितानां प्रियतमानां भर्तॄणां यानि भुजाभिः आलिंगितानि तैः उच्छ्वासिताः श्वासोच्छ्वासगतिं प्राप्ताः विकलिताः तासां स्त्रीणां सुरतजनितां निधुवनोत्पादितां अंगग्लानिं शरीरस्य खेदं श्रमं व्यालुम्पन्ति अपनयंति ॥७९॥

---

### અલકાપુરી વર્ણન ૧૩

જ્યાં સ્ત્રીઓની પ્રિયતમ ભુજાલિંગને શ્વાસવાળી
અંગગ્લાની સુરત નિપજી, ચંદ્રકાંતો હરે છે. ॥
જાતાં તારી અડચણ કરો ચંદ્રનાં પેસતાં જ્યાં
પાણી બિંદૂ બહુ વરસતા જાળિઓમાં જડેલા ॥૭૯॥

હે મેઘ, જે અલકાપુરી નગરીમાં સરીયાવાળી જાળીયુંમાં જડેલા અને તારી આડચ ખસી જવાથી અર્થાત તું ચંદ્રની આડો ન રહેવાને લીધે સીધાં ચંદ્રનાં કિરણો તેના પર પડવાથી પાણીના બિંદુઓને ટપકતા એવા ચંદ્રકાંત મણિયો પ્રિયની ભુજાના આલિંગનથી શ્વાસોચ્છ્વાસ લેતી વિહ્વળ બનેલી સ્ત્રીઓના સુરત જન્ય શરીરના શ્રમને મટાડે છે. ॥૭૯॥

मत्वा देवं धनपतिसखं यत्र साक्षाद् वसन्तं
प्रायश्चापं न वहति भयान्मन्मथः षट्पदज्यं ॥
सभ्रूभंगं प्रहितनयनैः कामिलक्ष्येष्वमोघै-
स्तस्यारम्भश्चतुरवनिताविभ्रमैरेव सिद्धः ॥८०॥

### अलकापुरी वर्णनं १४

हे मेघ, यत्र यस्यां अलकायां धनपतिसखं कुबेरस्य मित्रं अलकायां साक्षाद् वसन्तं मूर्तिमन्तं निवसन्तं देवं महेश्वरं मत्वा तस्य भयात् भीत्या कन्दर्पः प्रायः बाहुल्येन षट्पदज्यं भ्रमरश्रेणिप्रत्यंचं धनुः न वहति न धारयति।

ननु यदि मन्मथः चापं तत्र न वहति तदा कथं तत्रत्यानां मिथुनानां परस्परं प्रीतिरुत्पद्यते इति चेत्तत्राह ।

सभ्रूभंगं भ्रुकुटिविलासयुक्तं यथास्यात्तथा प्रहितनयनैः प्रहितानि प्रेरितानि नयनानि नेत्राणि येषु तैः अमोघैः सफलैः चतुरललनाविभ्रमैः कामक्रीडाचतुराः याः कामिन्यः तासां विलासैरेव तस्य मन्मथस्य कन्दर्पस्य कामिलक्ष्येषु कामिवेध्येषु योऽसौ आरंभः प्रहरणप्रसिद्धः सिद्धः निष्पन्नः सफलः वर्तते ॥८०॥

---

### અલકાપુરી વર્ણન ૧૪

જાણી સાક્ષાત્ ધનપતિ સખા શંકર જ્યાં વસે છે
દોરી ચાપેં ભ્રમર જ તણી કામ બીકે ન ધારે ॥
સભ્રૂભંગે સફળ નયને લક્ષિને કામિયોને
તેનો પ્રારંભ જ ચતુરમાં થાય છે વિભ્રમોથી ॥૮૦॥

હે મેઘ, જે અલકાપુરીમાં હમેશાં સાક્ષાત રહેતા, કુબેરના મિત્ર ભગવાન શંકરની બીકથી કામદેવ ઘણેભાગે ભમરાંઓની હાર્યું રૂપી ધનુષ્યને ચઢાવતો નથી.

જો કામદેવ ધનુષ્ય ચઢાવતો નથી તો ત્યાંનાં યુવક યુવતીઓને પરસ્પર પ્રીતિ કેમ થાય છે એવી શંકાનું નિવારણ કરતાં કહે છે

ભ્રૂકુટીના વિલાસ સાથે ફેંકેલા કટાક્ષવાળા, નિષ્ફળ ન જનારા, કામક્રીડાથી ચતુર એવી સ્ત્રીઓના વિલાસો વડે જ કામનો પ્રારંભ ઉત્પત્તિ થાય છે. તે માટે કામદેવને ધનુષ્ય ચઢાવવાની ઘણે ભાગે જરૂર પડતી નથી ॥૮૦॥

वासश्चित्रं मधु नयनयोर्विभ्रमादेशदक्षं
पुष्पोद्भेदं सह किसलयैर्भूषणानां विकल्पान् ॥
लाक्षारागं चरणकमलन्यासयोग्यं च यस्या-
मेकः सूते सकलमबलामण्डनं कल्पवृक्षः ॥८१॥

## अलकापुरी वर्णनं १५

हे मेघ, यस्यां अलकायां एकः कल्पवृक्षः सकलं समस्तं अबलामण्डनं सूते ललनालंकरणं जनयति । किंकिं नाम ।

चित्रं नानाप्रकारं नानावर्णं वासः अपेक्षितवस्त्राणि सूते जनयति ।

पुनः । नयनयोर्विभ्रमादेशदक्षं लोचनयोः विभ्रमाणां हावभावादिविलासानां आदेशः प्रकटीकरणं तत्र दक्षं चतुरं मद्यं विविधप्रकाराः संसारसुखप्रदाः मदिराः सूते ।

पुनः । किसलयैः सह किंजल्कैः कुंपळैः कलिकाभिः सह पुष्पोद्भेदं पुष्पाणां उद्भेदं प्रागट्यं सूते जनयति ।

पुनः । भूषणानां विकल्पान् आभूषणानां अलंकारवस्तूनां हार-केयूर कुंडल मुद्रिका कंकण कटिमेखलादीन् विशेषान् जनयति ।

पुनः चरणकमलन्यासयोग्यं पादपद्मारोपणोचितं लाक्षारागं रक्तनीलादि रंगाणां अलक्तकादीनां रागं विविधरंगं च सूते जनयति । येन विविधरंगाणां बिन्दुभिः कृतान्यालेख्यानि पादसौन्दर्यवर्धनानि कन्याः युवतयश्च कुर्वंति ॥८१॥

---

## અલકાપુરી વર્ણન ૧૫

ઊંચાં વસ્ત્રો, મધુ નયનમાં આપતું એ વિલાસો
ખીલ્યાં ફુલો કુંપળ સહિત, શ્રેષ્ઠ આભૂષણોને ॥
લાક્ષા રંગો ચરણ કમળે ત્રાજવાં પાડવાને
શૃંગારો દે રમણિજનને એકલું કલ્પવૃક્ષ ॥૮૧॥

હે મેઘ, જે અલકાપુરીમાં એક કલ્પવૃક્ષ જ સ્ત્રીઓને શણગારવાની વસ્તુઓ આપે છે.

અનેક જાતનાં રંગીન સુતરાઉ રેશમી સોનેરી મરજી પ્રમાણેનાં લુગડાં ઉત્પન્ન કરે છે.

આંખ્યોમાં હાવભાવ વગેરે વિલાસને ઉત્પન્ન કરવામાં સમર્થ એવી અનેક જાતની સંસાર સુખ આપનારી મદિરાને ઉત્પન્ન કરે છે.

કળિયો કુંપળીયાં સાથેનાં પુષ્પોને ઉત્પન્ન કરે છે.

અનેક જાતનાં આભૂષણો ઘરેણાં શણગારની વસ્તુઓ હાર બાજુબંધ કંકણ વીંટી કટિમેખળા ઝાંઝર વગેરેને ઉત્પન્ન કરે છે.

કમળ સરખા કોમળ પગમાં ત્રાજવાં પાડવાના વિવિધ લાલ વાદળી રંગને ઉત્પન્ન કરે છે જેથી કુમારિકાઓ અને પરણેલી વહુઓ ત્રાજવાં પાડી પોતાના પગને શોભાવે છે ॥૮૧॥

तत्रागारं धनपतिगृहादुत्तरेणास्मदीयं
दूराल्लक्ष्यं सुरपतिधनुश्चारुणा तोरणेन ॥
यस्योद्याने कृतकतनयः कान्तया वर्धितो मे
हस्तप्राप्यस्तबकनमितो बालमन्दारवृक्षः ॥८२॥

यक्षगृह वर्णनं १

इदानीं अलकायां अभिज्ञानपूर्वकं आत्मीयं धवलगृहं निदर्शयन्नाह। तत्रागारेति।

हे मेघ, तत्र तस्यां अलकायां अस्मदीयं अस्माकं इदं आगारं गृहं धनपतिगृहात् कुबेरस्य गृहात् उत्तरेण उत्तरस्यां दिशि राजभवनात् अदूरेण वर्तते।

कथंभूतं गृहं इत्याह। सुरपतिधनुश्चारुणा इन्द्रचापाकाररचनामनोहरेण तोरणेन नानावर्णैरत्नखचितेन दूराल्लक्ष्यं विप्रकृष्टात् अवसेयं दूरत एवानेन चिन्हेन अभिज्ञातुं शक्यं।

पुनः अभिज्ञानान्तरमाह। यस्य गृहस्य उद्याने उपवने मम कान्तया स्त्रिया वर्धितः पालितः, कृतकतनयः कृत्रिमः पुत्रीकृतः हस्तप्राप्यस्तबकनमितः हस्ताभ्यां प्राप्यैः ग्राह्यैः स्तबकैः पुष्पगुच्छैः नमितः नम्रीभूतः बालमन्दारवृक्षः लघुकल्पवृक्षः वर्तते ॥८२॥

---

યક્ષના ઘરનું વર્ણન ૧

ત્યાં મારૂં છે ઘર ધનપતી મ્હેલથી ઉત્તરાદૂં
છેટેથી ઈંદ્ર ધનુષ સમા તોરણે ઓળખાતું ॥
જેના બાગે તનય સરખો પત્નિયે ઉછરેલો
ગુચ્છાળો ત્યાં કર લઈ શકે રોપ મંદારનો છે ॥૮૨॥

હવે અલકાપુરીમાં ઓળખી શકાય એ રીતે પોતાના ઘરનું વર્ણન કરે છે.

હે મેઘ, તે અલકાપુરીમાં અમારૂં ઘર કુબેરના મહેલથી ઉત્તર દિશાયે રાજભવનની નજીકમાં જ છે. તે ઘર કેવું છે સાંભળ.

ઈંદ્ર ધનુષના આકારનાં અને રંગનાં નાના પ્રકારનાં રત્નોથી ગુંથેલાં તોરણુને લઇ છેટેથી ઓળખી શકાય એવું છે.

જે ઘરના બગીચામાં મારી સ્ત્રીએ ઉછેરેલું અને દીકરો કરેલું હાથે આંબી શકાય એવા ફૂલના ગુચ્છાથી નમી ગયેલું નાનું કલ્પ વૃક્ષનું ઝાડ છે. ॥૮૨॥

वापी चास्मिन्मरकतशिलाबद्धसोपानमार्गा
हैमैश्छन्ना विकचकमलैः स्निग्धवैडूर्यनालैः ॥
यस्यास्तोये कृतवसतयः मानसं संनिकृष्टं
न ध्यास्यन्ति व्यपगतशुचस्त्वामपि प्रेक्ष्य हंसाः ॥८३॥

यक्षगृह वर्णनं २

भूयोपि अभिज्ञानकथनव्याजेन निजगृहं वर्णयति । वापीति ।

हे मेघ, च पुनः अस्मिन् उद्याने मरकतशिलाबद्धसोपानमार्गा मरकत शिलाभिः बद्धः रचितः सोपानमार्गः पदस्थानीयपन्थाः पगथियां इति लोके यत्र सा ।

स्निग्धवैडूर्यनालैः स्निग्धाः वैडूर्याणां नालाः वैडूर्यमणीनां नालाः जलोपरिगमना गमनमार्गाः पूलिकाः तैः ।

हैमैः सुवर्णरंगैः विकचकमलैः विकसितकमलपुष्पैः छन्ना व्याप्ता आच्छादिता वापी सरोवरिका वर्तते ।

यस्याः वाप्याः सरोवरिकायाः तोये जले कृतवसतयः कृतस्थानाः हंसाः, संनिकृष्टं समीपे स्थितमपि मानसं मानसरोवरं न ध्यास्यन्ति न स्मरिष्यंति । अपि पुनः त्वां प्रेक्ष्य अवलोक्य तु व्यपगतशुचः गतशोकाः सन्तः मानसं न स्मरिष्यन्त्येव ।

स्निग्धवैडूर्यनालैः अस्यार्थः श्रीमल्लिनाथेन अन्यैश्च स्निग्धानि वैडूर्यानि नालानि दंडाः येषां तैः कमलैः इति कृतः स न यथार्थः । कमलदंडानां स्निग्धताऽभावात् । सूक्ष्मरोमयुक्ता अस्निग्धा पत्र ते भवन्ति । दंडाः वैडूर्याणां न भवितुं शक्याः । दीर्घवैडूर्यनालैः इदं पाठांतरमपि न युज्यते । कमलदंडानां दीर्घतया कमलानां शोभाभिवृद्धिर्न संभवा । अतः स्निग्धपाठ एव युक्तः । अनेन पूलिकाया अर्थे नालाशब्दप्रयोग एवात्र महाकविना कृतोस्ति ॥८३॥

---

યક્ષના ઘરનું વર્ણન ૨

એમાં શોભે મરકતમણીનાં પગાનું તળાવ
જેમાં ખીલ્યાં કનક કમળો, પૂલ વૈડૂર્ય બાંધ્યા ॥
ઓરૂં જ્યાં માનસ સર છતાં ના તજે આ જળોને
નો સંભારે વધુ સુખિ થશે જોઈ હંસો તને ત્યાં ॥૮૩॥

હે મેઘ એ બગીચામાં પન્ના–મરકત મણિનાં બાંધેલાં પગથીયાંથી અને લીસા–સુંવાળા વૈડુર્ય મણિના પુલ કમાન્યુંથી અને સોનાનાં રંગનાં ખીલેલાં કમળોથી ભરેલી એવી તળાવડી છે.

જે તળાવડીના પાણીમાં રહેનારા હંસો માનસરોવર નજીકમાં જ છે છતાં ત્યાં જવાની ઇચ્છા કરતાં નથી તેને યાદ પણ કરતાં નથી, તેમાં વળી તુને જોશે એટલે તો જવાની ઇચ્છા જરાય કરશે નહી ॥૮૩॥

तस्यास्तीरे रचितशिखरः पेशलैरिन्द्रनीलैः
क्रीडाशैलः कनककदलीवेष्टनप्रेक्षणीयः ॥
मद्गेहिण्याः प्रिय इति सखे चेतसा कातरेण
प्रेक्ष्योत्प्रान्तस्फुरिततडितं त्वां तमेव स्मरामि ॥८४॥

### यक्षगृह वर्णनं ३

हे जलद, तस्याः वाप्याः सरोवरिकातीरे पेशलैः मनोहरैः इन्द्रनीलैः इन्द्रनीलमणिभिः रचितशिखरः निर्मितशृंगः ।

कनककदलीवेष्टनप्रेक्षणीयः स्वर्णरंभाणां स्वर्णरंगानां कदलीनां स्वर्णकदली सोनकेळ सोनेरीकेळां इति लोके तासां आवेष्टनं परितः वेष्टनं तेन प्रेक्षणीयः सादरं अवलोकनीयः क्रीडाशैलः वर्तते ।

हे सखे हे मित्र अहं त्वां प्रेक्ष्य अवलोक्य सः क्रीडाशैलः मद्गेहिण्याः प्रियः वल्लभः इति उत्प्रान्तस्फुरिततडितं उत्प्रान्ताः उपरिगताः पर्यन्ताः तत्र स्फुरिता उल्लसिता तडित् विद्युत् यस्मिंस्तं एतादृशं त्वां तथा तं क्रीडाशैलं कातरेण अधीरेण चेतसा हृदा एव स्मरामि ॥८४॥

---

### યક્ષના ઘરનું વર્ણન ૩

તેને કાંઠે શિખર યુત જે ઇંદ્રનીલે રચેલો
ત્યાં છે ક્રીડા ગિરિ, કનકશી કેળ્ય બાગે વિંટાયો ॥
મારી સ્ત્રીને પ્રિય ઈ સમજી ને અધીરા મનેથી
તે ટાણે વિદ્યુત યુત તમને ને ગિરીને સ્મરૂં છું ॥૮૪॥

હે મેઘ, એ તળાવડીને કાંઠે સુંદર ઇંદ્રનીલ મણિના નીલમના બાંધેલા શિખરવાળો, ચારે કોર સોનાના રંગની કેળુંથી ઘેરાયેલો હોવાથી જોવા લાયક સુંદર લાગતો એવો ક્રીડાશૈલ રમવાનો પર્વત છે. હે મિત્ર તુંને અટાણે જોઇને મને યાદ આવે છે કે મારી સ્ત્રીને વહાલો એવો એ ક્રીડા પર્વત ઉપર તું જઇશ અને તે પર્વતના ઉપરના છેડા પાસે તું વિજળીના ઝબકારા કરીશ ત્યારે તે પર્વત અને તું કેવા લાગશો એ દ્રશ્યને મારા અધીર હૃદયથી યાદ કરૂં છું ॥૮૪॥

रक्ताशोकश्चलकिसलयः केसरश्चात्र कान्तः
प्रत्यासन्नौ कुरबकवृतेर्माधवीमण्डपस्य ॥
एकः सख्यास्तव सह मया वामपादाभिलाषी
कांक्षत्यन्यो वदनमदिरां दोहदच्छद्मनास्याः ॥८५॥

### यक्षगृह वर्णनं ४

हे मेघ, अत्र पर्वतोद्याने, चलकिसलयः चंचलपल्लवः रक्ताशोकः रक्तपुष्पः अशोकवृक्षः विद्यते । अन्यः कान्तः मनोहरः केसरः बकुलवृक्षोपि विद्यते । तौ कुरबक वृतेः कुरबकानां मरुबक सुगंधि क्षुपानां वृतिः वाडिः वाड्य लोके यस्य तस्य माधवीमंडपस्य अतिमुक्तलतामंडपस्य प्रत्यासन्नौ निकटस्थौ स्तः ।

दोहदव्याजेन दोहदः प्रसवसहायकं द्रव्यं तस्य छद्मना तयोर्द्वयोर्मध्ये एकः रक्ताशोकः मया सह मया साकं तव सख्याः तव भ्रातृजायायाः मम पत्न्याः वामपादाभिलाषी अस्ति वामचरणमभिलषति । अन्यः बकुलः अस्याः तव सख्याः मया सह वदनमदिरां सुरागण्डूषं इच्छति ॥८५॥

---

### યક્ષના ઘરનું વર્ણન ૪

રક્તાશોક ચપળ કુંપળો ઢૂંકડો છે બકૂલ
વીંટી વાડ્યેં મરૂબકતણી માધવી માંડવાની ॥
તેમાં પૂહેલો તવ સખિતણો ઈચ્છતો પાદ ડાબો
બીજો તેની વદનમદિરા દોહદચ્છદ્મ માટે ॥૮૫॥

હે મેઘ આ પર્વતવાળા બગીચામાં હસતા કુંપળીયાંવાળો લાલ ફુલનો અશોક અને સુંદર બકુલ બોલસરીનાં બે ઝાડ છે. તે બેઉ ઝાડ મરવાની વાડયથી વીંટાયેલા ચમેલીના માંડવાની નજીકમાં છે.

પ્રસવને-પુલ ફળની ઉત્પત્તિને સહાયક પદાર્થ તરીકે એ બેઉમાં લાલ અશોક મારી સાથે તારી સખી-મારી પત્નીના ડાબા પગના સ્પર્શને ઇચ્છે છે અને બકુલ મારી પત્નીના મોઢાના મદિરાના કોગળાને ઇચ્છે છે ॥૮૫॥

तन्मध्ये च स्फटिकफलिका कांचनी वासयष्टि-
मूले बद्धा मणिभिरनतिप्रौढवंशप्रकाशैः ॥
तालैः सिञ्जद्वलयसुभगैर्नर्तितः कान्तया मे
यामध्यास्ते दिवसविगमे नीलकंठः सुहृद्वः ॥८६॥

### यक्षगृह वर्णन ५

हे मेघ, तन्मध्ये तयोर्द्वयोः रक्ताशोकबकुलयोर्मध्ये वासयष्टिः विद्यते वासयष्टिः निवासदंडः पंजरदंडः निवासस्तंभिका अस्ति । कथं भूता सा ।

स्फटिकफलिका स्फटिक मणिमया फलिका पीठिका उपवेशनभूमिः यस्याः सा । संपूर्णा यष्टिः कांचनी सुवर्णमयी, मूले मूलविभागे अधस्तात् अनतिप्रौढवंशप्रकाशैः न अतिप्रौढा न अतिपक्वाः न लघवः एतादृशा ये वंशाः तेषां प्रकाशः सौन्दर्यं इव प्रकाशाः येषां ते मणयः रत्नानि तैः मणिभिः बद्धा खचिता । एतादृशी मयूरस्य वासयष्टिः निवासस्थानरूपपंजरयुक्ता यष्टिः स्तंभिका विद्यते । थांभली इति सौराष्ट्रे ।

मे मम कान्तया गेहिन्या सिंजद्वलयसुभगैः शब्दायमानकंकणमनोहरैः करतल-वादनकृतैः तालैः नर्तितः नृत्यं कारितः वः युष्माकं सुहृद् मित्रं मयूरः दिवसविगमे संध्याकाले यां वासयष्टिं अध्यास्ते उपविशति निवासं करोति निद्राति ॥८६॥

---

### યક્ષના ઘરનું વર્ણન ૫

બેની વચ્ચે સ્ફટિકમણિની હેમની થાંભલી છે
પાયે ચોડર્યાં રતન તરૂણા વાંસની કાંતિ જેવાં ॥
મારી સ્ત્રીના વલય રણકારે નચાવ્યો મયૂર
સાંજે બેસે પ્રિય સુહૃદ એ થાંભલીને મથાળે ॥૮૬॥

હે મેઘ લાલ અશોક અને બોલસરી એ બેઉ ઝાડની વચ્ચે એક નિવાસ થાંભલી પાંજરાવાળી છે. જેની બેસણી સ્ફટિકમણિની છે. થાંભલી સોનાથી જડેલી છે. તેના પાયાના નીચેના ભાગમાં બહુ કાચા નહિ બહુ પાકા નહી એવા મધ્યમ વયના વાંસના જેવા રંગના પ્રકાશવાળાં રત્નો જડયાં છે એવી મોરને બેસવાની થાંભલી છે. મારી સ્ત્રીએ રણકારા કરતાં ખખડતાં વાગતાં કંકણથી મનોહર બનતા તાલ વડે નચાવેલો તમારો મિત્ર મોર સંધ્યાકાળે એ થાંભલી ઉપર બેસે છે ॥૮૬॥

एभिः साधो हृदयनिहितैर्लक्षणैर्लक्षयेथा
द्वारोपान्ते लिखितवपुषौ शंखपद्मौ च दृष्ट्वा ॥
क्षामच्छायं भवनमधुना मद्वियोगेन नूनं
सूर्यापाये न खलु कमलं पुष्यति स्वामभिख्या ॥८७॥

**यक्षगृह वर्णनं ६**

हे साधो सज्जन विद्वन् मेघ, हृदयनिहितैः हृदयस्थैः स्मृत्या धारितैः एभिः उपर्युक्तलक्षणैः भवनं मम गृहं लक्षयेथाः निश्चिनुयाः ।

उपर्युक्तलक्षणैः पुनः अन्यैः लक्षणैः द्वारोपान्ते द्वारस्य समीपे द्वारपार्श्वयोः शंखपद्मौ शंखश्च पद्मश्च तौ लिखितवपुषौ लिखितं वपुः आकृतिः शरीरचित्रं ययोस्तौ द्वारपालरूपेण चित्रितौ दृष्ट्वा, मद्वियोगेन मम वियोगदुःखात् नूनं अवश्यं मम तद् भवनं सूर्यापाये निशामुखे रात्रौ अपि क्षामच्छायं क्षीणा अल्पा शोभा यस्य तत् गतकान्ति अस्ति इति तर्कयामि । कथमिव सूर्यापाये सूर्ये अस्तं गते सति निशामुखे कमलं पद्मं स्वां निजां अभिख्यां कान्तिं न पुष्यति न धारयति तद्वत् मद्विरहेण मम गृहं अपि रात्रौ निरुत्साहेन शोकमग्नतया अल्पदीपादिशोभाकरणेन तेजोहीनं वर्तते इति तर्कयामि । इत्थं अन्यगृहेभ्यः भिन्नतामावहतः मद्गृहस्याभिज्ञानं तव सुलभं स्यादिति भावः । ॥८७॥

---

**યક્ષના ઘરનું વર્ણન ૬**

એ એંધાણો હૃદય ધરિને જાણજે હો ભલા તૂં
ચિત્રેલા બે ખડકિ પડખે જોઇને શંખ પદ્મ ॥
મારા શોકે ભવન હમણાં કાંતિહીણું જણાય
સંધ્યાટાણે ન કમળ કદી કાંતિવાળું બને છે ॥૮૭॥

હે સજ્જન વિદ્વાન મેઘ, મેં કહેલાં અને બીજાં કહું છું તે એંધાણ હૈયામાં રાખી યાદ રાખી મારૂં ઘર ઓળખી કાઢજે.

મારા મકાનના દરવાજાની બાજુમાં ટોડલા ઉપર શંખ અને પદ્મ નામના બે દ્વારપાળનાં ચિત્ર આળખ્યાં છે તે જોઇને મારૂ મકાન ઓળખજે. મારા વિયોગને લઇ મારૂં એ મકાન રાતને વખતે પણ ઝાંખા પ્રકાશવાળું હશે એમ માનું છું. જેવી રીતે સાંજ પડયે કમળ પોતાની કાંતિ ખીલવી શકતું નથી. તેમ મારા વિયોગથી મારૂં ઘર પણ નિરૂત્સાહને લઇ શોકમગ્ન રહેવાથી ઓછા દીવાના પ્રકાશથી કાંતિહીણું દેખાતું હશે. તેથી બીજાં ઘરોથી તે જુદું તરી વળશે. એટલે તું તેને ઝટ ઓળખી શકીશ. ॥૮૭॥

गत्वा सद्यः कलभतनुतां शीघ्रसंपातहेतोः
क्रीडाशैले प्रथमकथिते रम्यसानौ निषण्णः ॥
अर्हस्यन्तर्भवनपतितां कर्तुमल्पाल्पभासं
खद्योतालीविलसितनिभां विद्युदुन्मेषदृष्टिं ॥८८॥

अभिधानानि कथयित्वा इदानीं स्ववनितादर्शनप्रकारमाह ।

हे मेघ, शीघ्रसंपातहेतोः शीघ्रं त्वरितं संपातः पतनं तस्य हेतोः कारणात् कलभतनुतां गत्वा कलभः करिपोतः तद्वत् तनुतां लघुतां गत्वा प्राप्य प्रथमकथिते आदौ व्यावर्णिते रम्यसानौ रमणीयः मनोज्ञः शिखरः यस्य तस्मिन् क्रीडाशैले निषण्णः उपविष्टः सन् खद्योतालीविलसितनिभां खद्योताः रात्रिपतंगाः अग्निपतंगाः आगिया पतंगिया इति लोके तेषां आली समूहः श्रेणिः तस्याः विलसनं विलासः स्फुरितं तस्य निभां समानां, विद्युदुन्मेषदृष्टिं विद्युत् एव उन्मेषः निमेषोन्मेषरूपा दृष्टिः तां, अल्पाल्पभासं अल्पाल्पा अत्यल्पा भाः दीप्तिर्यस्यास्तां यथास्यात्तथाभूतां अन्तर्भवनपतितां भवनस्य अंतः भवनस्य मध्यं तत्र पतितां प्रविष्टां कर्तुं अर्हसि ॥८८॥

---

હાથી બચ્ચા સમ કરિ તનૂ આવવા જલ્દિ નીચે
બેસી ક્રીડાગિરિ શિખરમાં ઊપરે વર્ણવેલા ॥
ધીમી વિદ્યત્ નજર ભવને નાખજે કાંતિવાળી
હાયું આગ્યા તણિ ઝબકતી દીસતી હોય એવી ॥૮૮॥

એ પ્રમાણે પોતાના ઘરનાં નિશાન કહ્યા પછી પોતાની સ્રીને જેવાની રીત કહે છે.

હે મેઘ, તું ત્યાં જલદી જઇ શકે માટે હાથીના બચ્ચાં જેવાં નાના રૂપને બનીને નીચે ઉતરજે. પછી ઉપર કહેલા સુંદર શિખરવાળા ક્રીડા પર્વત ઉપર બેસીને, ઘણા આગીયા પતંગીયાઓ ઝબકે તેમ ધીમાધીમા ઝબકારા કરતા પ્રકાશવાળી વિજળી રૂપી આંખ્યું પટપટાવતી નજર એ મકાનની અંદર પેસે તેમ કરજે એ રીતે મકાનની અંદર નજર નાખજે ॥૮૮॥

तन्वी श्यामा शिखरदशना पक्वबिम्बाधरोष्ठी
मध्ये क्षामा चकितहरिणीप्रेक्षिता निम्ननाभिः ॥
श्रोणीभारादलसगमना स्तोकनम्रा स्तनाभ्यां
या तत्र स्याद्युवतिविषये सृष्टिराद्येव धातुः ॥८१॥

यक्षप्रिया वर्णनं १

इदानीं निजजायां स्वभवने स्थिताभ्यः इतरनारीभ्यः सातिशयं भिन्नरूपेण निरूपयन्नाह। तन्वीति।

हे मेघ, तत्र भवनमध्ये दृष्टिपातेन त्वं ईदृशीं स्त्रियं द्रक्ष्यसीति वर्णयति। तन्वी कृशतनुः नातिपुष्टशरीरा इति आकृतिसुंदरा, पुनः श्यामा युवतिः अप्रसूता षोडशवार्षिकी। पुनः शिखरदशना शिखरं तीक्ष्णः अग्रभागः तद्युक्ता दशनाः दंताः यस्याः सा सुदती। पुनः पक्वबिम्बाधरोष्ठी पक्वं अत्यंतरक्तवर्णं यत् बिम्बीफलं तद्वत् रक्तः अधरोष्ठः यस्या सा। पुनः मध्ये क्षामा मध्यभागे कटिभागे कृशा दुर्बला। पुनः चकितहरिणीप्रेक्षिता चकिता त्रस्ता भीता हरिणी मृगी तद्वत् प्रेक्षितं विलोकितं यस्याः सा। निम्ननाभिः निम्ना गंभीरा नाभिः यस्याः सा। श्रोणीभारात् अलसगमना श्रोणी कटिपश्चाद् भागः कुला इति लोके तयोः श्रोण्योः भारः पुष्टता तस्मात् तेन कारणेन अलसं मन्दं मन्थरं गमनं यस्याः सा। पुनः स्तनाभ्यां पुष्टकुचाभ्यां स्तोकनम्रा ईषन्नमनशीला। एवंप्रकारा या नारी तत्र भवने स्यात् भवेत् सा मम जायास्तीति जानीयाः। सा युवतिविषये स्त्रीविषये धातुः विधातुः ब्रह्मणः आद्या सृष्टिः इव निवृत्तविधिना प्रथमं घटिता इवास्ति ॥८१॥

---

યક્ષપ્રિયા વર્ણન ૧

દાંતો તીણા સરસ તરુણી પક્વ બિંબાધરાળી
ઊંડી નાભી હરણિનયની પાતળી કેડ્યમાંથી ॥
કૂલા ભારે હળવિ ગતિની કૈં સ્તનોયેં નમેલી
જે ત્યાં હોયે યુવતિ વિધિયે સર્વ પેલા ઘડેલી ॥૮૧॥

હવે પોતાની સ્ત્રીને ઘરની બીજી સ્ત્રીઓથી તદ્દન જુદા પ્રકારની છે એમ વર્ણવતો કહે છે.
હે મેઘ તે ભવનમાં નજર કરીશ એટલે તું આવી મારી સ્ત્રીને જોઈશ.

દુબળા શરીરવાળી પાતળી સોટા જેવી ઘાટ નમણાઈથી સુંદર એવી, શ્યામા સોળ વર્ષની યુવતી, અણિયાળા સુંદર ઉજળા દાંતવાળી, પાકેલાં ટીંડોરાં જેવો લાલ ચોળ નીચેનો હોઠ જેનો છે એવી, કેડના ભાગમાંથી દુબળી, ભય પામતી હરણીના જેવી ચંચળ નજરવાળી, ઉંડી ડુંટીવાળી, કુલા પુષ્ટ હોવાથી ધીમે ચાલતી, પુષ્ટ સ્તનોથી જરા નમેલી એવી જે સ્ત્રી એ મકાનમાં હોય તે મારી સ્ત્રી છે એમ જાણજે વિધાતાયે સ્ત્રીયોને બનાવી છે તેમાં આ મારી સ્ત્રીને તો જાણે નવરે દિયે બ્રહ્માયેં ઘડી હોય એવી તે છે. ॥૮૧॥

तां जानीयाः परिमितकथां जीवितं मे द्वितीयं
दूरीभूते मयि सहचरे चक्रवाकीमिवैकां ॥
गाढोत्कण्ठां गुरुषु दिवसेष्वेषु गच्छत्सु बालां
जातां मन्ये तुहिनमथितां पद्मिनीवान्यरूपां ॥९०॥

### यक्षप्रिया वर्णनं २

पुनश्च स्वपत्नीं निरूपयति ।

हे मेघ, परिमितकथां मितभाषिणीं तां उक्तलक्षणां मम पत्नीं मम द्वितीयं अपरं जीवितं जानीयाः। मयि सहचरे पत्यौ दूरीभूते सति एकां चक्रवाकहीनां एकाकीं चक्रवाकीं चकली इति सौराष्ट्रे इव एकाकीं, गुरुषु दुर्वहेषु एषु प्रावृषेण्येषु दिवसेषु वासरेषु गच्छत्सु अतिक्रामत्सु तां बालां नवयौवनां गाढोत्कंठां गाढा प्रबला उत्कंठा मम मिलनस्य उत्कटेच्छा आतुरता यस्यास्तां जातां मन्ये । तुहिनमथिता हिमेन विकलिता अतएव अन्यरूपा रूपान्तरं विकृतरूपमापन्ना पद्मिनी इव कमलिनी इव मम जायास्ति अर्थात् ईदृशीं दशामापन्नां तां मन्ये ॥९०॥

---

### યક્ષપ્રિયા વર્ણન ૨

ઓછા બોલી જીવન જ બિજું જાણજે એ પ્રિયાને
છૂટો એનો સહુચર પડયે એકલી ચકવાકી ॥
ઉત્કંઠાળી વિરહ દિવસો ચાલતા આ ઋતૂમાં
માનૂં છું તે થઇ ગઈ હશે પદ્મિની જેમ બર્ફે ॥૯૦॥

હે મેઘ, થોડું બોલતી ઓછા બોલી એવી એ મારી સ્ત્રી મારાં બીજાં પ્રાણ છે એમ માનજે. તેનો પતિ હું દૂર ગયેલો હોવાથી ચકલા વિનાની ચકલીની પેઠયે એકલી ટળવળે છે. આ વરસાદના કષ્ટના દિવસો જાય છે તેમાં મને મળવાની આતુરતા તેને ઘણી વધી હશે એમ માનું છું. બરફના વરસાદથી અસ્તવ્યસ્ત થઇ ગયેલી કમળડીની પેઠે મારી સ્ત્રીની પણ દયાજનક દશા થઇ હશે એમ મને લાગે છે ॥૯૦॥

नूनं तस्याः प्रबलरुदितोच्छूननेत्रं प्रियाया
निःश्वासानामशिशिरतया भिन्नवर्णाधरोष्ठं ॥
हस्तन्यस्तं मुखमसकलव्यक्ति लम्बालकत्वा-
दिन्दोर्दैन्यं त्वदनुसरणक्लिष्टकान्तेर्बिभर्ति ॥९१॥

**यक्षप्रिया वर्णनं ३**

हे मेघ,

प्रबलरुदितोच्छूननेत्रं प्रबलं बहुदिवसपर्यंतं सततं कृतं रुदितं रोदनं तेन उच्छूने उपरिभागे स्पष्टं विद्यमानः शून: शोफः शोथः श्वयथु: तद्युक्ते नेत्रे यस्मिन् तत् ।

निःश्वासानां निःश्वसितानां निसासा इति सौराष्ट्रे अशिशिरतया उष्णतया भिन्नवर्णाधरोष्ठं भिन्नः भ्रष्टः रक्तिमा रागः यस्य सः अधरोष्ठ: यस्य तत् ।

हस्तन्यस्त वामपाणौ आरोपितहस्ततलन्यस्तगल्लं गाल–लमणा इति लोके तद्वत्।

लंबालकत्वात् संस्काराभावात् सुगंधिततैलाद्यावापपूर्वकं प्रसाधनं तद् भावात् लंबिनः अप्रसाधिताः कुटिलाः केशाः तेषां भाव: लंबालकत्वं तस्मात् कारणात् असकलव्यक्ति अपरिपूर्णा अपूर्णा आकृतिर्यस्य तत् ।

तस्या: प्रियायाः प्रेयस्याः मुखं त्वदनुसरणक्लिष्टकान्तेः त्वत् तव अनुसरणेन अन्तरितेन क्लिष्टा मलिना क्षीणा कांतिर्यस्य स: तस्य इन्दोः चन्द्रस्य दैन्यं हीनप्रभावत्त्वं दधाति । ईदृशं प्रियायाः मुखमस्ति ईदृशं मुखं सा धारयति ॥९१॥

---

**યક્ષપ્રિયા વર્ણન ૩**

નિશ્ચે તેનું બહુ રૂદનથી નેત્ર સોજેલ જેમાં
નીસાસાથી ગરમ નિચલો હોઠ ઝાંખો થયો છે ॥
હાથે મૂકયૂં મુખ અલકથી ભાસતું તે અધુરૂં
ઢાંકયા મેઘે શશિ સરખું એ કાંતિ ઝાંખી ધરે છે ॥૯૧॥

હે મેઘ એ પ્રિયાનું મુખ તું આડો આવવાથી જેવી ચંદ્રની કાંતિ ઝાંખી દેખાય વાદળાં આડાં આવવાથી ચાંદો ઝાંખો દેખાય તેવું ઝાંખુ ઓછી તેજવાળું થઈ ગયું છે

ઘણા દિવસ સુધી રોયા કરવાથી સોજી ગયેલી આંખ્યુંવાળું એ મુખ છે.

ઉના નિસાસા નાખવાથી જે મુખના હેઠલા હોઠની લાલપ ઝાંખી પડી ગયેલી છે. હેઠલા હોઠનો રંગ ફરી ગયો છે.

ડાબા હાથની હથેળીમાં ગાલ લમણા રાખ્યા છે જેનું એવું છુટા સુંગંધી તેલ વગેરે નહિ નાખવાથી ઓળ્યા વિનાના વાળ જે મોઢાની આડા આવવાથી પુરેપુરૂં દેખાતું નથી.

આવું એ મારી પ્રિયાનું મુખ છે આવી દશા ભોગવતી તેને તું જોઈશ. ॥૯૧॥

आलोके ते निपतति पुरा सा बलिव्याकुला वा
मत्सादृश्यं विरहतनु वा भावगम्यं लिखन्ती ॥
पृच्छन्ती वा मधुरवचनां सारिकां पंजरस्थां
कच्चिद् भर्तुः स्मरसि रसिके त्वं हि तस्य प्रियेति ॥९२॥

यक्षप्रिया वर्णनं ४

हे जलद सा बलिव्याकुला देवपूजादिव्यापारपरायणा ।

अथवा विरहतनु विरहकृशं भावगम्यं चित्ताभिप्रायज्ञेयं एतावद्भिर्मासै एतावद् दुर्बलं शरीरं भविष्यतीति मत्सादृश्यं मम समानाकृति मम चित्रं आलेख्ये लिखन्ती ।

अथवा पंजरस्थां पंजरे पांजरु इति लोके तत्र स्थितां मधुरवचनां मंजुभाषिणीं सारिकां शुकपत्नीं मेनां हे रसिके कच्चिद् भर्तुः स्मरसि त्वं तस्य प्रिया आसीत् इति पृच्छन्ती

एतादृशी सा मम पत्नी ते तव आलोके पुरा प्रथमं प्रथमावलोकने दृष्टिपथं सा निपतति पतिष्यति ॥९२॥

---

યક્ષપ્રિયા વર્ણન ૪

જોશે તૂં ત્યાં સ્તવન કરતી દેવ નૈવેદ્ય આપી
પ્રીતેં મારૂં વપુ ચિતરતી દુઃખિયું ભાવગમ્ય ॥
મેનાનેં વા મધુરવચનો પૂછતી પાંજરામાં
'સંભારે છે? પ્રિય બહુ હતી સ્વામિને તૂંય એલી' ॥૯૨॥

અથવા હે મેઘ, એ તારી સખી દેવપૂજા કરતી તારા જોવામાં આવશે.

અથવા આટલા મહિના વિરહથી હું આટલો દુબળો થઇ ગયો હઇશ એવી કલ્પના કરીને દુબળા શરીરવાળું મારૂં ચિત્ર છબી આળખતી તારા જોવામાં આવશે.

અથવા પાંજરામાં રહેલી સુંદર બોલતી મેનાને 'એલી રસિકે તું આપણા સ્વામીને કોઇ દી સંભારછ? તું એને બહુ વહાલી હતી.' એમ પુંછતી મારી સ્ત્રી તારા જોવામાં આવશે ॥૯૨॥

उत्संगे वा मलिनवसने सौम्य निक्षिप्य विणां
मद्गोत्रांकं विरचितपदं गेयमुद्गातुकामा ॥
तंत्रीमार्द्रां नयनसलिलैः सारयित्वा कथंचिद्
भूयो भूयः स्वयमपि कृतां मूर्च्छनां विस्मरन्ती ॥९३॥

### यक्षप्रिया वर्णनं ५

हे सौम्य सहृदय दयालो मेघ,

अथवा पुनः कीदृग्दशा सा ते आलोके पतिष्यति तच्छृणु ।

मद्गोत्रांकं मम गोत्रं मदीयं नाम चिन्हं यथा भवति एवं विरचितपदं स्थापितवाक्यं गेयं गीतं उद्गातुकामा सती ।

मलिनवसने विरहत्वात् सम्यगधौते परिहितसाटिकादिवस्त्रवति उत्संगे उरौ अंके वीणां निक्षिप्य आरोप्य नयनसलिलैः नेत्रजलैः अश्रुभिः आर्द्रां क्लिन्नां वीणां कथंचित् महता कष्टेन सारयित्वा सज्जां निर्माय कृत्वा । स्वयमपि कृतां स्वयं आत्मना कृतां अपि मूर्च्छनां रागविशेषं भूयोभूयः पुनः पुनः विस्मरन्ती मनसि विस्मारयन्ती ते आलोके निपतिष्यति ॥९३॥

(1) सप्तस्वरास्त्रयो ग्रामा मूर्च्छना चैकविंशतिः ॥
तास्ता एकोनपंचाशदित्येतत् श्रुतिमण्डलं ॥१॥

---

### યક્ષપ્રિયા વર્ણન ૫

ખોળે મૂકી મલિન કપડાં યુક્ત હે સૌમ્ય વિણા
મારે નામેં રચિત પદનું ઈચ્છતી ગાન ગાવા ॥
વીણા ભીની નયન જળથી લૂઈ સર્બી કરીને
વારે વારે સ્વરચિત પદો ભૂલતી મૂર્છનાને ॥૯૩॥

અથવા તો હે સહૃદય દયાળુ મેઘ, મારા નામવાળું રચેલું ગીત ગાવાની ઇચ્છાથી મેલાં લુગડાંવાળા ખોળામાં વીણા મુકીને આંસુથી ભીની થયેલી વીણાને ઘણી મુશ્કેલીએ લુછસમી કરીને તારને મેળવીને પોતે કરેલી મૂર્છના અમુક રાગને વખતોવખત ભુલી જતી મારી સ્ત્રી તારા જોવામાં આવશે. ॥૯૩॥

---

(1) સાત સ્વર છે, ૩ ગ્રામ છે, ૨૧ મૂર્છના છે અને તે
દરેકના ૪૯ ભેદ છે. બધા મળી રાગમંડળ કહેવાય છે ॥

शेषान्मासान् गमनदिवसस्थापितस्यावधेर्वा
विन्यस्यन्ती भुवि गणनया देहलीमुक्तपुष्पैः ॥
संयोगं वा हृदयनिहितारम्भमासादयन्ती
प्रायेणैते रमणविरहेष्वंगनानां विनोदाः ॥९४॥

यक्षप्रिया वर्णनं ६

हे मेघ, वा अथवा कीदृशी सा ते आलोके पतिष्यति शृणु । गमनदिवस स्थापितस्य वियोगदिनकृतस्य अवधेः मर्यादायाः शेषान् अवशिष्टान् चतुरो मासान् देहलीमुक्तपुष्पैः देहली गृहस्य मुख्यं प्रवेशद्वारं डेली डेलो दरवाजो इति लोके तस्यां गणनया एकद्वित्र्यादितः द्वादश मासानां द्वादशसंख्यया मुक्तैः स्थापितैः पुष्पैः गतमासानां गणनां कृत्वा तत्संख्याकानि पुष्पाणि भुवि विन्यस्यन्ती

अथवा हृदयनिहितारंभं चित्तस्थापितोपक्रमं संयोगं मत्संयोगं आसादयन्ती प्राप्नुवन्ती

एवं कुर्वाणा ते आलोके पतिष्यति । रमणविरहेषु कान्तवियोगेषु सत्सु अंगनानां प्रायेण बाहुल्येन एते पूर्वोक्ताः विनोदाः भवन्ति ॥९४॥

---

યક્ષપ્રિયા વર્ણન ૬

બાકી માસો વિરહદિનથી ધારિ ઓધી સુધીના
દર્વાજાનાં કુસુમ ગણિને મૂકતી ત્યાં જમીને ॥
મારો સંયોગ રચિ હૃદયે પામતી અંતરે તે
એવા છે એ પ્રિયવિરહમાં અંગનાના વિનોદો ॥૯૪॥

અથવા તો હે મેઘ, વિયોગને દિવસે દરવાજામાં રાખેલાં ૧૨ મહિનાનાં ૧૨ ફુલમાંથી રોજ એક એક ફુલ જમીન પર નાખી બાકી રહેલા ૪ માસને બાકી રહેલાં ૪ ફુલથી ગણત્રી કરતી તારા જોવામાં આવશે.

અથવા તો આંખ્યું વીંચી પોતાના હૈયામાં મને ધારીને વિવિધ પ્રકારની ક્રીડાવાળો મારો સંયોગ પામતી હોય, જાણે મારો સંયોગ થતો હોય હું તેને ભેટતો હોઉં તે મને ભેટતી હોય તેવાં ચિન્હવાળી તારા જોવામાં આવશે.

હે મિત્ર પ્રિયના વિરહમાં સ્ત્રીઓના આવી જાતના વિનોદ ઘણે ભાગે હોય છે.

---

**ટિપ્પણી**—કવિ શ્રી કાળિદાસના વખતમાં વિક્રમ સંવત ચાલતો હતો અને હાલની પેઠે કાર્તક શુદી ૧ થી શરૂ થઇ અમાસે મહીનો પુરો થતો હતો. અસાડ શુદી ૧ પડવાને દિવસે મેઘને સંદેશો આપે છે ત્યારે વિયોગના ચાર મહીના બાકી રહેલા કહે છે એટલે કાર્તક શુદી ૧ ને દિવસે તેઓ જુદાં પડયાં હતાં એમ નક્કી સમજાય છે. ॥૯૪॥

सव्यापारामहनि न तथा पीडयेन्मद्वियोगः
शंके रात्रौ गुरुतरशुचं निर्विनोदां सखीं ते ॥
मत्सन्देशैः सुखयितुमलं पश्य साध्वीं निशीथे
तामुन्निद्रामवनिशयनासन्नवातायनस्थः ॥९५॥

### यक्षप्रिया वर्णनं ७

इदानीं स्वपत्नी दर्शनावसरं कथयन्नाह । सव्यापारामिति ।

हे मेघ, अहनि दिवसे सव्यापारां विविध व्यवसायपरायणां ते सखीं तव भ्रातृजायां मद्वियोगः मम विरहः तथा न पीडयेत् यथा रात्रौ । रात्रौ निर्विनोदां व्यवसायरहितां अत एव गुरुतरशुचं गुरुतरा अतिशया शुक् शोकः यस्यास्तां महाशोकां मद्वियोगो तां पीडयेत् इति शंके तर्कयामि ।

अतः अवनिशयनासन्नवातायनस्थः अवनिः पृथ्वी गृहस्य भूपृष्ठं तत्र स्थापितं एव शयनं शय्या तस्य आसन्ना निकटा या वातायना गवाक्षी जाली तत्र तिष्ठतीति तत्स्थः सन् मत्सन्देशैः अलं संपूर्णतया सुखयितुं स्वस्थीकर्तुं उन्निद्रां वियोगेन गतनिद्रां साध्वीं पतिव्रतां निशीथे मध्यरात्रौ पश्य आलोकय ॥९५॥

---

### યક્ષપ્રિયા વર્ણન ૭

રોકાવાથી વિરહ દિવસેં દુઃખ દે છે ન જાજે
માનું છું કે નવરિ સખિને થાય છે શોક રાત્યેં ॥
દેજે સંદેશ સુખ કરવા સાધ્વિને મધ્ય રાતેં
જાળી માથે રહિ ભવનની જાગતી ભૂમિ સૂતી ॥૯૫॥

હવે પોતાની પત્નીને જોવાનો સમય કહે છે.

હે મેઘ, દિવસે તારી સખી–મારી સ્ત્રી જુદાં જુદાં કામકાજમાં રોકાયેલી રહે છે તેથી મારો વિયોગ તેને દિવસે એટલું બધું દુઃખ નહિ દેતો હોય જેટલું રાતે. તેને રાતે કંઈ કામકાજ હોતું નથી નવરી હોય એટલે તે ઘણા શોકમાં બુડી જાય છે એમ મને લાગે છે.

જમીન પર પાથરેલી પથારી નજીકની જાળીએ બેસીને મારા વિયોગથી જેની ઉંઘ ઉડી ગઈ છે એવી એ મારી પતિવ્રતા સ્ત્રીને મારો સંદેશો આપીને સુખી કરવા માટે મધ્ય રાત્રિએ તેને જોજે ॥૯૫॥

आधिक्षामा विरहशयने सन्निषण्णैकपार्श्वा
प्राचीमूले तनुरिव कलामात्रशेषा हिमांशोः ॥
नीता रात्रिः क्षणमिव मया सार्धमिच्छारतैर्या
तामेवोष्णैर्विरहजनितैरश्रुभिर्यापयन्ती ॥९६॥

### यक्षप्रिया वर्णनं ८

हे मेघ सा किं कुर्वती रात्रिं यापयतीति शृणु।

आधिक्षामा आधिना मनःपीडया कृशा, विरहशयने वियोगशय्यायां भूम्यां आस्तृतायां नतु पर्यंके सन्निषण्णैकपार्श्वा सन्निषण्णं स्थितं एकं पार्श्वं यस्याः सा। प्राचीमूले पूर्वदिशामुखे कलामात्रशेषा एककलामात्रेण अवशिष्टा हिमांशोः द्वितीयायाः चन्द्रस्य तनुरिव मूर्तिरिव सा अवलोक्यते।

पूर्वं या रात्रिः मया सार्धं मया सह इच्छारतैः यथाभिलषितसुरतकेलिभिः क्षणमिव मुहूर्तमिव नीता गमिता, तामेव रात्रिं विरहजनितैः वियोगोत्पन्नैः उष्णैः अश्रुभिः रोदनजलैः यापयन्ती सा ते आलोके पतिष्यति ॥९६॥

---

### યક્ષપ્રિયા વર્ણન ૮

સૂતી પડ્ખે વિરહશયને દૂબળી દુઃખિ ચિત્તે
ચાંદા કેરી ઉગમણિ દશે એ કળા બીજ જેવી ॥
મારી સાથે ક્ષણ સમ વિલાસે જ જે રાત ગાળી
પાડી ઊનાં વિરહ દુખનાં આંસુથી તે વિતાવે ॥૯૬॥

તે શું કરતી રાત વિતાવતી હશે સાંભળ્ય.

મનની પીડાથી દુબળી થઇ ગયેલી, જમીન પર પાથરેલી વિરહની પથારીમાં એક પડખે સુતેલી મારી સ્ત્રી, એ ઉગમણી દિશાયે ઉગેલી એક કળા માત્ર બાકી રહેલી ચંદ્રની કળા—બીજ જાણે કેમ હોય તેવી દેખાય છે.

પૂર્વે તે મારી સાથે ઇચ્છાનુસાર વિલાસ ક્રીડાથી આખી રાત્ય એક ઘડીક વાર જેવી વીતાવતી હતી તે રાત આજે વિરહથી ઉત્પન્ન થયેલાં ઊનાં આંસુઓથી વીતાવતી તારા જોવામાં આવશે ॥૯૬॥

निःश्वासेनाधरकिसलयक्लेशिना विक्षिपन्तो
शुद्धस्नानात्परुषमलकं नूनमागण्डलम्बि ॥
मत्संयोगः सुखमुपनयेत्स्वप्नजोऽपीति निद्रा-
माकांक्षन्ती नयनसलीलोत्पीडरुद्धावकाशाम् ॥९७॥

**यक्षप्रिया वर्णनं ९**

हे मेघ, नूनं निश्चयेन शुद्धस्नानात् सामान्यजलस्नानात् आमलाकचूर्णादि-कथितजलरहितं यन्मस्तकस्नानं अलकक्षालनं तस्मात् परुषं कठिनं श्लथिलं आगण्डलम्बि कपोलयोः अभिव्याप्त अलकं केशं कुटिलकेशसंचयं, अधर किसलयक्लेशिना अधरोष्ठ पल्लवदाहिना निःश्वासेन मुखमारुतेन विक्षिपन्ती विरली-कुर्वती दूरीकुर्वती ।

पुनः नयनसलिलोत्पीडरुद्धावकाशा नयनयोः नेत्रयोः सलिलं अश्रु तस्य उत्पीडः पूरः तेन रुद्धः निरुद्धः अवकाशः मार्गः यस्यास्तां निद्रां स्वप्नजः अपि स्वप्न लब्धोऽपि मत्संयोगः सुखमुपनयेत् सुखमुत्पादयेत् इति हेतोः निद्रासौख्यं आकांक्षन्ती अभिलषन्ती सा तव आलोके पतिष्यति ॥९७॥

---

**યક્ષપ્રિયા વર્ણન ૯**

ચોખ્ખા સ્નાને ખરસટ પડેલા જ જે વાળ ગાલેં
ઊના શ્વાસેં અલગ કરતી હોઠને દુઃખ દેતા ॥
મારો સંયોગ સુખ કરશે સ્વપ્નનો એમ માની
ઇચ્છે છે એ નયન જળથી થંભતી ઊંઘ લેવા ॥૯૭॥

હે મેઘ, આમળાં વગેરે માથું ધોવાના પદાર્થો વિના એકલે સાદે પાણીયે માથે નહાવાથી સુંવાળપ વિનાના બનેલા કઠણુ લટું બાઝી ગઇ છે એવા ગાલ ઉપર પડતા છુટા મોવાળાને, અધરને-નીચલા હોઠને તપાવતા મોના ઉંના નિસાસાથી ઉડાડતી, મારી સ્ત્રી તારા જોવામાં આવશે.

સ્વપ્નામાં પણુ મારો મેળાપ પોતાને સુખી કરે એવી આશાયે આંખ્યુંમાં આસું ભરાઇ જવાથી અટકતી ઉંઘને ઇચ્છતી એવી મારી સ્ત્રી તારા જોવામાં આવશે ॥૯૭॥

आद्ये बद्धा विरहदिवसे या शिखा दाम हित्वा
शापस्यान्ते विगलितशुचा सा मयोद्वेष्टनीया ॥
स्पर्शक्लिष्टामयमितनखेनासकृत्सारयन्ती
गण्डाभोगात्कठिनविषमामेकवेणीं करेण ॥९८॥

### यक्षप्रिया वर्णनं १०

हे मेघ, आद्ये प्रथमे विरहदिवसे वियोगावसरे दाम हित्वा कुसुमयुक्त-केशबन्धनदोरकं विहाय त्यक्त्वा या शिखा एकवेणी चोटलो इति लोके विना दोरकं बद्धा सा शापस्य देशनिष्कासनरूपिण्याः आज्ञायाः अंते अवसाने वर्षान्ते विगलितशुचा गतशोकेन मया सा उद्वेष्टनीया उन्मोचनीया इति तस्या व्रतमस्ति ।

स्पर्शक्लिष्टां स्पर्शेन क्लेशोत्पादिनीं कष्टदायिनीं दुःखकरीं कठिनविषमां कठिना च विषमा च कठोर-स्थपुटीं स्नेहादिसंस्काराभावात् अतएव एकवेणीं एक-संख्याकां कबरीं असकृत् मुहुः गंडाभोगात् कपोलफलकात् अयमितनखेन अक-र्तितनखेन करेण पाणिना सारयन्ती अपास्यन्ती सा तव आलोके पतिष्यति ॥९८॥

---

### યક્ષપ્રિયા વર્ણન ૧૦

બાંધ્યો પ્હેલે વિરહ દિવસે ચોટલો દામ છોડી
મારે હાથે વિરહ મટતાં છોડવો એમ ધાર્યું ॥
સ્પર્શે ભારે ખરસટ મૃદૂ ગાલથી એકવેણી
વારેં વારેં નખયુત કરેં ઠેલતી જોશ તેને ॥૯૮॥

હે મેઘ, વિયોગને પહેલે દિવસે લટકતા પુલવાળા વાળ ગુંથવાના દોરા વિના ચોટલો બાંધેલ છે તે એક વર્ષે દેશનિકાલના દિવસ પૂરા થયા પછી હું તેને શોક વિનાનો થઇ આનંદથી મળું ત્યારે મારે હાથે તે ચોટલો છોડવો એવું તેણે નક્કી કરેલ છે

અડવાથી તેને દુઃખ કષ્ટ આપતો એવો સુગંધી તેલ વગેરે નહી નાખવાને લીધે કઠણ અને મેળ વિના બાંધેલો એક બંધનવાળો ચોટલો વખતો વખત ગાલ પર આવતાં તેને વધેલા નખાળા હાથેં આઘો કરતી તે તારી નજરેં પડશે ॥૯૮॥

पादानिन्दोरमृतशिशिरान् जालमार्गप्रविष्टान्
पूर्वप्रीत्या गतमभिमुखं सन्निवृत्तं तथैव ॥
खेदाच्चक्षुः सलिलगुरुभिः पक्ष्मभिश्छादयन्ती
साभ्रेऽह्नीव स्थलकमलिनी न प्रबुद्धा न सुप्ता ॥९९॥

### यक्षप्रिया वर्णनं ११

हे मेघ, पूर्वप्रीत्या पूर्वपरिचयेन अमृतशिशिरान् पीयूषशीतलान् जालमार्गप्रविष्टान् गवाक्षविवरैरागतान् इन्दोः चन्द्रस्य पादान् किरणान् अभिमुखं सन्मुखं गतं सत् त्वरितमेव निवृत्तं • प्रतिनिवृत्तं चक्षुः नयनं सलिलगुरुभिः अश्रुपूर्णैः पक्ष्मभिः खेदात् कष्टेन छादयन्ती न प्रबुद्धा न जागरिता, न सुप्ता न च निद्रां प्राप्ता तव आलोके पतिष्यति ।

यथा . साभ्रे अभ्राच्छादिते अह्नि दिवसे स्थलकमलिनी न प्रबुध्यति न स्वपिति तद्वत् ॥९९॥

---

### યક્ષપ્રિયા વર્ણન ૧૧

જાળી માર્ગે અમૃત સરખાં ચંદ્રનાં ત્યાં પ્રવેશ્યાં
જૂની પ્રીતે કિરણ નજરે જોઈ પાછું વળે છે ॥
ખેદે ચક્ષૂ જળ ભરિત તે ઢાંકતી પાંપણ્યૂંથી
અભ્રે ઢાંક્યા રવિ કમલિની જાગતી ના ન સૂતી ॥૯૯॥

અમૃત જેવાં ટાઢાં, જાળી વાટે અંદર આવતાં, ચંદ્રના કિરણો તરફ જુની પ્રીતથી એકદમ જાતી અને તુરત પાછી વળતી આંખ્યુંને દુઃખને લઇ ઢાંકતી, જાગતી પણ નહિ અને ઉંઘતી પણ નહી એવી એ મારી સ્ત્રી તારા જોવામાં આવશે.

વાદળાંવાળા દિવસે સૂરજ આડાં વાદળાં આવી જવાથી સ્થળકમલડી જેમ જાગતી પણ નથી અને સુતી પણ નથી એવી દશા મારી સ્ત્રીની તું જોશ. ॥૯૯॥

सा संन्यस्ताभरणमबला पेशलं धारयंती
शय्योत्संगे निहितमसकृद् दुःखदुःखेन गात्रं ॥
त्वामप्यस्रं नवजलमयं मोचयिष्यत्यवश्यं
प्रायः सर्वो भवति करुणावृत्तिरार्द्रान्तरात्मा ॥१००॥

## यक्षप्रिया वर्णनं १२

हे मेघ, संन्यस्ताभरणं परित्यक्ताभूषणं वर्जितमण्डनं, पेशलं दुर्बलं, शय्योत्संगे निहितं शय्याया उत्संगः मध्यभागः तस्मिन् असकृत् वारंवारं निहितं स्थापितं गात्रं अर्थात् संपूर्णभूमिगतायामपि शय्यायां संपूर्णायां न स्वपिति अपि तु शय्यार्धभागे एव गात्रं दुःखदुःखेन अतिकष्टेन धारयन्ती वहन्ती सा अबला नवजलमयं नवजलबिन्दुभिः त्वां अपि अवश्यं निश्चयेन अस्रं अश्रु मोचयिष्यति।

यत्कारणात् प्रायः बहुधा सर्वः करुणावृत्तिः दयापरः मनुष्यः आर्द्रान्तरात्मा मृदुहृदयः भवति। ॥१००॥

---

## યક્ષપ્રિયા વર્ણન ૧૨

છોડી આભૂષણ કૃશ અતી ધારતી દેહને તે
વારેં વારેં શયન વચમાં દુઃખથી નાખતી તી ॥
તૂંને નિશ્ચે જલકણસમાં અશ્રુ મૂકાવશે તે
પ્રાયઃ સર્વે મૃદુ હૃદયનાં હોય છે આર્દ્રચિત્ત ॥૧૦૦॥

હે મેઘ ઘરેણાં કાઢી નાખ્યાં છે એવું, દુબળું, ઘણા દુઃખથી પથારીની અધવચ્ચાળે વખતોવખત નાખવામાં આવતું એવું શરીર ધારણ કરતી એ ઓ તુંને પણ આંસુ પડાવશે. કારણ કે દયાળુ હૃદયવાળા મનુષ્યનો અંતરાત્મા પણ કોમળ હોય છે ॥૧૦૦॥

जाने सख्यास्तव मयि मनः संभृतस्नेहमस्मा-
दित्थंभूतां प्रथमविरहे तामहं तर्कयामि ॥
वाचालं मां न खलु सुभगंमन्यभावः करोति
प्रत्यक्षं ते निखिलमचिराद् भ्रातरुक्तं मया यत् ॥१०१॥

### यक्षप्रिया वर्णनं १३

तस्याः विरहदशायाः सत्यं संस्थापयन् आह जाने इति ।

हे मेघ, अहं जाने अवगच्छामि यत् तव सख्याः भ्रातृजायायाः मनः मयि विषये संभृतस्नेहं पुष्टानुरागमस्ति । अस्मात् कारणात् प्रथमविरहे आद्यवियोगे सति तां इत्थंभूतां अहं तर्कयामि एवंविधां विचारयामि ।

खलु अवश्यं सुभगंमन्यभावः तस्यां मोहातिरेकेण गुणातिरेककल्पनाभावः मां वाचालं न करोति अपितु सर्वं सत्यमेवोक्तं मया ।

हे भ्रातः यन्मया उक्तं उपरिवर्णितं निखिलं समस्तं तत् ते तव अचिरात् अल्पकालेनैव प्रत्यक्षं भविष्यति । त्वमपि तां एवंविधां द्रक्ष्यसीति भावः ॥१०१॥

---

### યક્ષપ્રિયા વર્ણન ૧૩

મારામાં છે તુજ સખિતણું ચિત્ત હેતે ભરેલું
તેથી એવી પ્રથમ વિરહે તે હશે એમ માનું ॥
ખોટું આ હું વિવરણ કરૂં છું ન તું માનજે હો
મારૂં કેવું તુરત જ તને ભાઈ સાચૂં જણાશે ॥૧૦૧॥

પોતાની સ્રીની વિરહ દશાની ખાત્રી કરાવતો કહે છે.

હે મેઘ, તારી સખી–મારી પત્નીનું મન મારામાં દ્રઢ સ્નેહવાળું છે. તેથી પ્રથમ વિરહ વખતે તેની આવી દશા થઇ ગઇ હશે એમ હું માનું છું.

આ હું તેનામાં હદ ઉપરાંત મોહ પામવાથી મુગ્ધ થવાથી કહું છું એમ માનીશ માં, હું ખરેખર જે સાચું છે તે કહું છું.

હે ભાઇ મેં ઉપર પ્રમાણે જે કહ્યું છે તે બધું- થોડા વખતમાં-જ તારી સગી આંખ્યે તું જોઇ શકીશ તુંને ખાત્રી થાશે કે મેં વર્ણવ્યા પ્રમાણે મારી સ્રીની દશા છે. ॥૧૦૧॥

रुद्धापांगप्रसरमलकैरंजनस्नेहशून्यं
प्रत्यादेशादपि च मधुनो विस्मृतभ्रूविलासं ॥
त्वय्यासन्ने नयनमुपरिस्पंदि शंके मृगाक्ष्या
मीनक्षोभाच्चलकुवलयश्रीतुलामेष्यतीति ॥१०२॥

## यक्षप्रिया वर्णनं १४

हे मेघ, अहं शंके विचारयामि यत् त्वयि आसन्ने निकटवर्तिनि सति अलकैः कुटिलकेशैः रुद्धापांगप्रसरं रुद्धं निरुद्धं अपांगयोः नेत्रपर्यंतयोः प्रसरः विस्तारः यस्य तत् ।

अंजनस्नेहशून्यं अंजनेन स्नेहः मृदुता मसृणता तेन रहितं कज्जलसंपर्करहितं ।

अपिच पुनः मधुनः मद्यस्य प्रत्यादेशात् निराकरणात् अपानात् विस्मृतभ्रूविलासं विस्मृतः भ्रुवोः विलासो भूभंगो येन तत् ।

एतादृशं मृगाक्ष्याः मम जायायाः उपरिस्पन्दि उपरिप्रदेशे स्पन्दमानं नयनं नेत्रं, मीनक्षोभात् मीनानां मत्स्यानां क्षोभात् द्रुतगमनागमनेन चलकुवलयश्रीतुलां चलं चंचलं कुवलयं नीलकमलं तस्य श्रीः शोभा तस्याः तुलां समानतां एष्यति प्राप्स्यति इति शंके विचारयामि ।

(1) स्त्रीणां ऊर्ध्वनेत्रस्फुरणं सामुद्रिकशास्त्रानुसारं इष्टप्राप्तिसूचकं ॥१०२॥

---

## યક્ષપ્રિયા વર્ણન ૧૪

છેડા ઢાંકયા નયન અલકે, અંજન સ્નેહ શૂન્ય
મદ્યત્યાગે વિસરિ જ ગયું છે સદા ભ્રૂ વિલાસ ॥
તું આવ્યેથી નયન ઉપલું ફરકશે એમ માનું
મીન ક્ષોભે ચળ કમળની જેમ દેખાય શોભા ॥૧૦૨॥

હે મેઘ, મને લાગે છે કે તું નજીક જઈશ ત્યારે જેના અપાંગ–છેડા આડા વાળ આવી ગયા છે એવી, આંજણ કે સુરમો આંજ્યા વિનાની, મદિરા પીવાનું છોડી દેવાથી કટાક્ષના વિલાસ ભુલી ગયેલી એવી મારી મૃગનયની સ્ત્રીની આંખ્ય ઉપરના ભાગમાં ફરકતી હશે. માછલાંના હરવા ફરવાથી આમ તેમ હલતા ડોલતા નીલકમળ જેવી શોભતી હશે એમ મને લાગે છે. ॥૧૦૨॥

---

(1) ટિપ્પણી—સ્ત્રીઓને આંખ્યનું ઉપલું પોપચું ફરકે તે સામુદ્રિક શાસ્ત્ર પ્રમાણે પતિના મેળાપનું શુકન છે.

वामश्चास्याः कररुहपदैर्मुच्यमानो मदीयै-
र्मुक्ताजालं चिरपरिचितं त्याजितो दैवगत्या ॥
संभोगान्ते मम समुचितो हस्तसंवाहनानां
यास्यत्यूरुः सरसकदलीस्तंभगौरश्चलत्वं ॥१०३॥

### यक्षप्रिया वर्णनं १५

हे मेघ, मदीयैः कररुहपदैः नखव्रणैः नखचिन्हैः मुच्यमानः त्याज्यमानः । चिरपरिचितं चिरकालेन नित्यं परिहितत्वेन परिचितं अभ्यस्तं मुक्ताजालं मौक्तिककलापं दैवगत्या प्रारब्धवशात् दुर्दैवेन त्याजितः ।

संभोगान्ते निधुवनावसाने मम हस्तसंवाहनानां हस्ताभ्यां संवाहनं मर्दनं स्पर्शनं तद्योग्यः पूर्वं मम हस्ताभ्यां संवाहनं प्राप्तः ।

सरसकदलीस्तम्भगौरः सरसः रसभरितो यः कदल्याः स्तंभः तद्वत् तत्सदृशो गौरवर्णः पत्सादृशः अस्याः प्रियायाः वामः ऊरुः त्वयि आसन्ने सति चलत्वं यास्यति स्फुरणं प्राप्स्यति ।

(1) सामुद्रिकानुसारं स्त्रीणां वामोरुस्फुरणं प्रियसंगप्राप्तिं सूचयति ॥१०३॥

---

### યક્ષપ્રિયા વર્ણન ૧૫

એનો મારા નખક્ષત તણા દ્રશ્ય ચિન્હો વિનાનો
મુક્તાશેર્યું પરિચિત થકી દૈવયોગે તજાયો ॥
ચમ્પાતો જે મમ કરવડે નિત્ય સંભોગ અંતે
એવો ડાબો ઉરુ ફરકશે કેળના થંભ જેવો ॥૧૦૩॥

હે મેઘ, મારા નખના ચિન્હ જેને હાલ થતા નથી એવો, મારા નખના ચિન્હ વિનાનો, લાંબો વખત થયાં પહેરવાના મોતીના કંદોરાથી કમનશીબે તજાયેલો એવો—મોતીનો કંદોરો ન પહેરવાથી તેના સ્પર્શનો લાભ જેને મળતો નથી એવો,

રતિ ક્રીડા પછી થાક ઉતારવા સારૂ મારે હાથે ચંપાતો-હું દાબતો હતો એવો,

રસ ભરેલી કેળના થાંભલા જેવા ગોરા રંગનો અને સુવાળો,

એવો મારી સ્ત્રીનો ડાબો સાથળ તું ત્યાં જાશ ત્યારે ફરકવા માંડશે એમ હું માનું છું ॥૧૦૩॥

---

(1) ટિપ્પણી—સામુદ્રિક શાસ્ત્ર પ્રમાણે સ્ત્રીઓને ડાબો સાથળ ફરકે એ પ્રિયના મેળાપનું શુકન ગણાય છે.

तस्मिन्काले जलद यदि सा लब्धनिद्रासुखा स्या-
त्तत्रासीनः स्तनितविमुखो याममात्रं सहस्व ॥
मा भूदस्याः प्रणयिनि मयि स्वप्नलब्धे कथंचित्
सद्यःकंठच्युतभुजलताग्रन्थि गाढोपगूढं ॥१०४॥

## यक्षप्रिया वर्णनं १६

हे जलद मेघ, तस्मिन् काले मध्यरात्रिसमये यदि सा मद्वल्लभा लब्धनिद्रासुखा स्यात् प्राप्तनिद्रासुखा स्यात् चेत् तदानीं त्वं स्तनितविमुखः गर्जितपराङ्मुखो भूत्वा तत्रासिनः तत्र तस्मिन् गवाक्षे जालिकायां उपविष्टः सन् याममात्रं प्रहरपर्यंतं सहस्व प्रतीक्षस्व ।

कथंचित् महाकष्टेन प्रणयिनि भर्तरि मयि स्वप्नलब्धे स्वप्ने प्राप्ते सति अस्याः मत्प्रियायाः प्राप्तं गाढोपगूढं दृढालिंगनं सद्यःकंठच्युतभुजलताग्रन्थि मा भूत् सद्यः॰ तत्कालं कंठात् च्युता विश्लिष्टा भुजलता तस्याः ग्रन्थिर्यस्य तत् मा भूत् न भवेत् ॥१०४॥

---

## યક્ષપ્રિયા વર્ણન ૧૬

તે ટાણે જો જલદ સુખથી ઊંઘતી હોય શાણી
ગોખેં બેસી પ્રહર ખમજે ગર્જના બંધ રાખી ॥
સ્વપ્ને ભેટ્યા પ્રણયિ જનના ગાઢ આલિંગન ત્યાં
ડોકે વીંટી નવ ભુજલતા ગ્રન્થિ નો તે વછૂટે ॥૧૦૪॥

હે મેઘ, મધરાતને વખતે મારી સ્ત્રી જો ઉંઘતી હોય તો તું કાંઇપણ ગડગડાટ કર્યા વિના તે જાળી પાસે બેસી એકાદ પહોર તે ઉઠે ત્યાં સુધી વાટ જોજે.

ઘણી મુશકેલીએ આવેલી ઉંઘમાં પોતાનો પ્રિય એવો હું તેને સ્વપ્નામાં મળ્યો હોઉં, તેણે મને દૃઢ આલિંગન આપ્યું હોય ત્યારે તેના હાથ મારે ગળેથી ન વછુટે તે માટે તું એની ઉંઘમાં ખલેલ પહોંચાડતો નહિં ॥૧૦૪॥

तामुत्थाप्य स्वजलकणिकाशीतलेनानिलेन
प्रत्याश्वस्तां सममभिनवैर्जालकैर्मालतीनां ॥
विद्युद्गर्भः स्तिमितनयनां त्वत्सनाथे गवाक्षे
वक्तुं धीरस्तनितवचनैर्मानिनीं प्रक्रमेथाः ॥१०५॥

## यक्षप्रिया वर्णनं १७

हे जलद, निद्रितां प्रहरं प्रतीक्ष्य तां प्रियां स्वजलकणिकाशीतलेन निजपानीयस्य कणिकाः तुषारसदृशा अतिस्वल्पबिन्दवः तैः शीतलेन शिशिरेण अनिलेन वायुना अभिनवैः नूतनैः मालतीनां जालकैः कोरकैः झुमखा इति लोके तैः समं सार्धमेव उत्थाप्य अर्थात् मालतीनां नवीनकोरकाः जलकणिकाः ताभिः शीतलेन वायुना जागरिता विकसिता भवन्ति तथा सापि जागरिता भविष्यति। इत्थं तां उत्थाप्य प्रत्याश्वस्तां स्वस्थीभूतां स्तिमितनयनां निश्चलनेत्रां मानिनीं त्वत्सनाथे त्वदारूढे गवाक्षे वातायने स्थितः विद्युद्गर्भः विद्युत् गर्भे मध्ये यस्य सः त्वं धीरस्तनितवचनैः गंभिरालपगर्जितपूर्वाणि वाक्यानि तैः वक्तु जल्पयितुं प्रक्रमेथाः ॥१०५॥

---

## યક્ષપ્રિયા વર્ણન ૧૭

ઠંડા વાયૂ સ્વજળ કણિકાથી બનેલે જગાડી
ચંબેલીની નવ કળિયુંની સાથ બેઠી થયેલી ॥
તૂં જ્યાં બેઠો સ્થિર નયનની ગોખમાં માનિનીને
ધીમા સાદે જ શરૂ કરજે બોલવાનું મજેથી ॥૧૦૫॥

હે મેઘ, તે સુતી હોય તો એકાદ પહોર ઉઠવાની વાટ જોઇને પછી, તારાં પાણીનાં ઝાકળ જેવા નવાં પાણીનાં બિંદુઓને અડીને વાતા ઠંડા પવનવડે નવી ખીલેલી ચંબેલીની કળીયુંના ઝુમખા–લુમખાને તથા મારી પત્નીને જગાડી તે જરા સરખી થાય સ્થિર નેત્રવાળી બને ત્યારે એ માનિની પત્નીને જાળીમાં બેઠેલો અને વીજળી જેના પેટાળમાં છે એવો તું ધીર ગંભીર વચનોથી બોલવાની શરૂઆત કરજે. અર્થાત્ પાણીના ઝાકળ જેવા વરસાદને લઇ ઠંડો બનેલો પવન લાગવાથી મારી સ્ત્રી જાગશે અને ચંબેલીની કળીયુંના ઝુમખા પણ એ પવનથી ખીલશે એટલે એ ઠંડા પવનમાં ચંબેલીની સુગંધ ભળવાથી તે જલદી જાગશે પછી તે જરા સ્વસ્થ સ્થિર થઇને બેસે ત્યારે તું બોલવાનું શરૂ કરજે. તે વખતે તું વીજળીના ચમકારા કરતો નહિ. ॥૧૦૫॥

भर्तुर्मित्रं प्रियमविधवे विद्धि मामम्बुवाहं
त्वत्सन्देशैर्मनसि निहितैरागतं त्वत्समीपं ॥
यो वृन्दानि त्वरयति पथि श्राम्यतां प्रोषितानां
मन्दस्निग्धैर्ध्वनिभिरबलावेणिमोक्षोत्सुकानि ॥१०६॥

यक्षप्रिया वर्णनं १८

हे अविधवे जीवत्भर्तृके, हे अखंड सौभाग्यवति, मनसि निहितैः त्वत्संदेशैः त्वत् तव सम्बन्धिनस्तेन कथिताः सन्देशाः तैः सहं तामनसि हृदये निधाय त्वत्समीपं आगतं त्वदारात् समायातं ईदृशं मां भर्तुः तव पत्युः वल्लभस्य प्रियं अभीष्टं मित्रं अम्बुवाहं जलधरं मेघं विद्धि जानीहि ।

यः अम्बुवाहः मेघः पथि श्राम्यतां मार्गश्रमनिवारणाय विश्रान्तिं गृह्णतां प्रोषितानां प्रवासिनां पुरुषाणां वृन्दानि मन्दस्निग्धैः मन्दैः गंभीरैः स्निग्धैः कर्णमनोरमैः ध्वनिभिः गर्जितैः अबलावेणिमोक्षोत्सुकानि अवलानां वेणिः बद्ध कबरीअंबोडो इति सौराष्ट्रे-तस्याः मोक्षः मोचनं पृथक्करणं तस्मिन् उत्सुकानि आतुराणि, करोति गृहगमनाय त्वरयति उत्सुकयति इत्थं पुरुषान् जायाश्च उपकरोति ॥१०६॥

---

યક્ષપ્રિયા વર્ણન ૧૮

સ્વામી મિત્ર પ્રિય સમજ હું મેઘ સૌભાગ્યવાળી
તારો સંદેશ ધરિ મનમાં તૂં સમીપેં જ આવ્યો ॥
ધીમા મીઠા ધ્વનિથિ પુરૂષો માર્ગમાં થાક ખાતા
પ્રેરે જાવા ઘર ઝટ રમા વેણિને છોડવાને ॥૧૦૬॥

હે અખંડ સૌભાગ્યવતી, તારે માટે તારા પતિનો સંદેશો લઇ તારી પાસે આવેલો એવો તારા પતિનો મિત્ર હું મેઘ છું એમ જાણ્ય.

જે મેઘ, બહારગામ ગયેલા કે કામકાજ માટે વાડીયે ખેતરે કે ફરવા ગયેલા માર્ગમાં વિસામો ખાતા પુરૂષોને, ગંભીર ધીમી સાંભળવી ગમે એવી ગર્જના-ગડગડાટ કરીને પોતાની સ્ત્રીઓના અંબોડા છોડવા માટે આતુર અને ઘેર જવાની ઉતાવળવાળા બનાવે છે અને આ રીતે સ્ત્રીઓ અને પુરૂષો બેઇ ઉપર ઉપકાર કરે છે એ હું મેઘ છું. ॥૧૦૬॥

इत्याख्याते पवनतनयं मैथिलीवोमुखी सा
त्वामुत्कंठोच्छ्वसितहृदया वीक्ष्य संभाष्य चैव ॥
श्रोष्यत्यस्मात् परमवहिता सौम्य सीमन्तिनीनां
कान्तोदन्तः सुहृदुपहृतः संगमात् किंचिदूनः ॥१०७॥

### यक्षप्रिया वर्णनं १९

हे मेघ, त्वया इत्याख्याते सति, मैथिली सीता पवनतनयं हनूमन्तं इव, सा मत्प्रिया उत्कंठोच्छ्वसितहृदया उत्कण्ठया औत्सुक्येन उच्छ्वसितं श्वासोच्छ्वासगतिं प्राप्तं प्रच्छ्वसितं हृदयं यस्याः सा । अवहिता स्थिरचित्ता सावधाना त्वां वीक्ष्य अवलोक्य च संभाष्य जल्पयित्वा, उन्मुखी उद्ग्रीवा सती अस्मात् वाक्यात् यत्परं वाक्यं संदेशलक्षणं तत् श्रोष्यति आकर्णयिष्यति ।

हे सौम्य, सुहृदुपहृतः सुहृदा पतिमित्रेण उपहृतः आनीतः सीमन्तिनीनां नारीणां कान्तोदन्तः कान्तस्य उदन्तः भर्तृसंदेशः संगमात् भर्तृमेलापकात् किंचित् स्तोकमेव ऊनः न्यूनः भवति ॥१०७॥

---

### યક્ષપ્રિયા વર્ણન ૧૯

સીતા પેઠે પવનસુતને સાંભળી વાક્ય તારૂં
ઊંચે જોઇ દિલ થડકતે બોલિ સન્માન વાક્ય ॥
મિત્રે આણ્યો પ્રિય પતિ તણો સૂણશે સાવધાન
સંદેશો છે પ્રિય મિલનથી સ્હેજ ઓછો સ્ત્રિયોને ॥૧૦૭॥

હે મેઘ, તું આટલું બોલીશ એટલે સીતાયે હનુમાન સામે જોયું તેમ ઉત્કંઠાથી જેનું હૃદય શ્વાસોચ્છ્વાસની ગતિ વધી જવાથી થડકી રહ્યું છે. એવી તે સાવધાન થઇ તુંને જોઈ તારી સાથે વાત કરી ઉંચું મોઢું કરીને તારૂં કહેવું સાંભળશે.

સ્નેહીયે લાવેલો પતિનો સંદેશો સ્ત્રીઓને પતિના મેળાપથી સ્નેહ ઓછો વહાલો ગણાય છે. ॥૧૦૭॥

तामायुष्मन् मम च वचनादात्मना चोपकर्तुं
ब्रूयादेवं तव सहचरो रामगिर्याश्रमस्थः ॥
अव्यापन्नः कुशलमबले पृच्छति त्वां वियुक्तः
पूर्वाभाष्यं सुलभविपदां प्राणिनामेतदेव ॥१०८॥

### यक्ष संदेशः १

परोपकारबुद्ध्या स्वकार्यप्रवृत्तत्वेन तत्र साफल्यार्थं च आशीर्वादात्मक-सम्बोधनेन सन्देशमाह ।

हे आयुष्मन्, तस्याश्चोपकर्तुं आत्मना स्वयमेव मया यदुक्तं यत्संदिष्टं तत्सर्वं मनसि अवधार्य स्वयंप्रेरणया मम वचनात् मम वाक्येन भवान् एवं ब्रूयात् ।

हे अबले, रामगिर्याश्रमस्थः अव्यापन्नः जीवन् वियुक्तः विरहितः तव विरहेण विकलः शापयंत्रितः भर्तुराज्ञया बद्धः तव सहचरो भर्ता त्वं कुशलं पृच्छति ।

सुलभविपदां अतर्कितप्राप्तद्वियोगरूपापत्तीनां, सुलभाः अतर्किताः अकल्पिताः विपदः आगतविपत्तयः येषां ते तेषां प्राणिनां एतदेव कुशलवाक्यमेव कुशल-समाचार एव पूर्वाभाष्यं पूर्वाख्येयं अस्ति प्रथमं आभाषणाय एतत् कुशलप्रश्न-रूपं वचनमेव युक्तं ॥१०८॥

---

### યક્ષ સંદેશ ૧

હે આયુષ્મન્ મમ વચનથી તું પ્રિયાને કહેજે
તારો સ્વામી સકુશળ છે રામગિર્યાશ્રમોમાં ॥
પૂછે તુને કુશળ અબળે જીવતો તે વિજોગી
દુઃખીઓને પ્રથમ વચનો એ જ છે પૂછવાનાં ॥૧૦૮॥

પરોપકાર બુદ્ધિથી પોતાના કામમાં પ્રવૃત્ત થયેલ હોવાથી તેમાં મેઘ સફળ થાય રસ્તામાં કાંઇ વિઘ્ન ન આવે તે માટે હે આયુષ્મન્ એવું આશીર્વાદાત્મક સંબોધન કરી કહે છે.

હે આયુષ્માન, એ મારી સ્ત્રી ઉપર ઉપકાર કરવા માટે મેં કહેલો સંદેશો મનમાં યાદ રાખીને મારાં વચનથી મારે નામે આ પ્રમાણે કહેજે.

હે અબળા, નાસિકમાં રામગિરી પર્વતના આશ્રમોમાં વસતો પોતાના માલેકની આજ્ઞાથી દેશ બહાર વસવા બંધાયેલો એવો તારો વિયોગી પતિ જીવતો અને કુશળ છે.

અણધારી વિયોગરૂપી આપત્તિમાં કષ્ટમાં સપડાતાં મનુષ્યોને શરૂઆતમાં કુશળતાનું ક્ષેમ કુશળ હોવાનું વાકય કહેવું એ જ યોગ્ય છે. ॥૧૦૮॥

अंगेनांगं प्रतनु तनुना गाढतप्तेन तप्तं
सास्रेणाश्रुद्रवमविरतोत्कंठमुत्कंठितेन ॥
उष्णोच्छ्वासं समधिकतरोच्छ्वासिना दूरवर्ती
संकल्पैस्तैर्विशति विधिना वैरिणा रुद्धमार्गः ॥१०९॥

यक्ष संदेशः २

हे मेघ, भवान् तदनन्तरं एवं ब्रूयाः यथाहि ।

हे अबले, दूरवर्ती विप्रकृष्टः वैरिणा शत्रुभूतेन विधिना दैवेन रूद्धमार्गः रूद्धपंथाः ते तव सहचरः भर्ता तैः लोकप्रसिद्धैः संकल्पैः मनोरथैः मनोव्यापारैः अंगेन स्वशरीरेण, अंगं तवांगं तव शरीरं विशति प्रविशति आलिंगति ।

कथंभूतेन तस्य शरीरेण कथंभूतं तव शरीरं प्रविशति तच्छृणु ।

तनुना कृशेन तस्यांगेन, प्रतनु प्रकर्षेण तनु कृशं संतप्तं तवांगं ।

गाढतप्तेन महत्संतप्तेन तस्य अंगेन, तप्तं संतप्तं तवांगं,

सास्रेण अस्रं अ ु तत्सहितेन तस्य अंगेन, अश्रुद्रवं अश्रुक्षरणयुक्तं तवांगं,

उत्कंठितेन उत्कंठायुक्तेन तस्य अंगेन, अविरतोत्कंठं अनवच्छिन्नोत्कंठं अविरता विरामरहिता उत्कंठा यस्मिंस्तत् तवांगं,

समधिकातरोच्छ्वासिना सम् सम्यक् विशेषतया अत्यधिकाः उच्छ्वासाः ऊर्ध्वगतिकाः श्वासाः यस्मिंस्तत् समधिकतरं उच्छ्वसतीत्येवं शीलं तेन तस्यांगेन, उष्णोच्छ्वासं अशिशिरनिःश्वासं तवांगं,

इत्थंभूतेन तस्यांगेन, इत्थंभूतं तवांगं तव शरीरं तैः तैः संकल्पैः मनोरथैः स ते पतिः प्रविशति आलिंगति ॥१०९॥

---

યક્ષ સંદેશો ૨

અંગે અંગ પ્રતનુ તનુથી ખુબ તપ્તે તપેલાં
આંસૂં વાળે નયન જળનાં આતુરે આતુરેથી ॥
ઊના ઉચ્છ્વાસ યુત અધિક શ્વાસવાળા શરીરે
સંકલ્પોથી તવ તનુ વિષે દૂર બેઠો પ્રવેશે ॥૧૦૯॥

હે મેઘ તું તેને પછી આ પ્રમાણે કહેજે. હે અબળા, છેટે વસતો વેરી એવા પ્રારબ્ધે, તારી પાસે આવવાનો જેનો માર્ગ રોકેલ છે એવો તારો પતિ મનોરથથી સંકલ્પોથી પોતાના શરીરવડે તારા શરીરમાં પ્રવેશે છે તારા શરીરને ભેટે છે. કેવા તેના શરીરવડે, કેવા તારા શરીરમાં પ્રવેશે છે તે સાંભળ્ય. દુબળા થઇ ગયેલા પોતાના શરીરવડે, પાતળા થઇ ગયેલા તારા શરીરમાં, વિરહના તાપથી તપેલા તેના શરીરવડે, વિરહથી તપેલા તારા શરીરમાં, આંસું પડતા તેના શરીરવડે, આંસું ઝરતા તારા શરીરમાં, તુને મળવાની આતુરતાવાળા તેના શરીરવડે, અખંડ આતુરતાવાળા તારા શરીરમાં, ઘણા શ્વાસોચ્છ્વાસ લેતા તેના શરીરવડે, ઊના શ્વાસોચ્છ્વાસ લેતા તારા શરીરમાં, તે પ્રવેશે છે તારા શરીરને ભેટે છે. ॥૧૦૯॥

शब्दाख्येयं यदपि किल ते यः सखीनां पुरस्तात्
कर्णे लोलः कथयितुमभूदाननस्पर्शलोभात् ॥
सोतिक्रान्तः श्रवणविषयं लोचनाभ्यामदृश्य-
स्त्वामुत्कंठाविरचितपदं मन्मुखेनेदमाह ॥११०॥

यक्ष संदेशः ३

सखीनां पुरस्तात् यः ते तव भर्ता किलेति संभावनायां यदपि यद्यपि शब्दाख्येयं शब्देन उच्चारेण कथयितुं योग्यं वचः आननस्पर्शलोभात् मुखस्पर्शचुम्बनादि तस्य लांपट्यात् कर्णे कथयितुं लोलः लंपटः अभूत् आसीत् ।

सः श्रवणविषयं अगोचरः कर्णगोचरं अतिक्रान्तः । तथैव लोचनाभ्यां नेत्राभ्यां अदृश्यः अनवलोकनीयः ते भर्ता उत्कंठाविरचितपदं यथा भवति अभिलाषनिर्मितस्थानं यथा स्यात् तथा इदं अग्रे वक्ष्यमाणं मन्मुखेन त्वां आह वदति तच्छृणु ॥११०॥

---

યક્ષ સંદેશ ૩

શબ્દોથી જે યદપિ સખિયો સન્મુખે ઉચ્ચરાય
કાને કેવા ચપળ જ મુખ સ્પર્શ લોભે થયોતો ॥
છેટો છે જે શ્રવણ વિષયે લોચનોથી અદૃશ્ય
ઉત્કંઠાથી મમ મુખ વડે આમ તૂંને કહે છે ॥૧૧૦॥

સખીઓની હાજરીમાં જે તારો સ્વામી જો કે મોઢે બોલીને કહી શકાય એવાં કહેવાનાં વચન, તારા મુખ સ્પર્શની ઇચ્છાથી કાનમાં કહેવા આવતો હતો. તે તારા કાનથી નહિ સંભળાતો અર્થાત્ તે ક્યાં છે એ તેં કાને સાંભળ્યું નહી હોય એવો અને તારી આંખ્યુંથી નહિ જોઇ શકાતો એવો તારો પતિ મારી મારફત આ પ્રમાણે કહેવરાવે છે તે તારા પતિના મુખનાં જ વચન હવે સાંભળ્ય. ॥૧૧૦॥

श्यामास्वंगं चकितहरिणीप्रेक्षिते दृष्टिपातान्
वक्त्रच्छायां शशिनि शिखिनां बर्हभारेषु केशान् ॥
उत्पश्यामि प्रतनुषु नदीवीचिषु भ्रूविलासान्
हन्तैकस्थं क्वचिदपि न ते भीरु सादृश्यमस्ति ॥१११॥

यक्ष संदेशः ४

हे भीरु,

तव शरीरं श्यामासु चीनाकेषु, अति मृदुकोमलतया चीणो इति धान्यविशेषः तस्य अत्यंतमृदुकोमलमसृणत्वाच्च, उत्पश्यामि संभावयामि।

ते तव दृष्टिपातान् दृष्टिविक्षेपान् चकितहरिणीप्रेक्षिते त्रस्तकुरंगीविलोके उत्पश्यामि।

ते तव मुखच्छायां मुखशोभां शशिनि चन्द्रे उत्पश्यामि।

ते तव केशान् अलककलापान् शिखिनां मयूराणां बर्हभारेषु पिच्छसमूहेषु उत्पश्यामि।

ते तव विलासान् प्रतनुषु अत्यंतसूक्ष्मेषु नदीवीचिषु नदीतरंगेषु उत्पश्यामि।

परं हे भीरु हन्तेति खेदे ते तव सादृश्यं समानरूपतां एकस्थं एकस्थाने स्थितं क्वचिदपि नास्ति न विद्यते न पश्यामि ॥१११॥

---

યક્ષ સંદેશ ૪

ચીણામાં અંગ ચકિતમૃગી દ્રષ્ટિમાં દ્રષ્ટિપાતો
મોની શોભા શશિ, અલકને મોર પિચ્છો સમૂહે ॥
જોઉં છું હું મૃદુ નદિ તરંગો વિષે ભ્રૂવિલાસો
ક્યાંયે સાથે તુજ તન સમું ન પ્રિયે સામ્ય દીઠું ॥૧૧૧॥

હે ભીરૂ, તારા શરીરની કોમળતા સુંવાળપ, ચીણાના દાણામાં જોઉં છું.

તારી દ્રષ્ટિ—નજર, ભય પામેલી હણુકીની આંખ્યુંમાં જોઉં છું.

તારા મોઢાની શોભા, કાંતિ ચંદ્રમાં જોઉં છું.

તારા વાળનો ભાર—ઓથાલો, મોરના પીંછાના જથ્થામાં જોઉં છું અને

તારા વિલાસ નખરાં, નદીઓના ધીમા તરંગોમાં જોઉં છું.

પરંતુ હે ભીરૂ, ઘણા દુઃખની વાત છે કે તારી સુંવાળપ, તારી નજર, તારી મુખની કાંતિ, તારા વાળનો ઓથાલો અને તારાં નખરાં એ બધું કોઇ એક વસ્તુમાં હું જોઇ શક્યો નથી તે તો કેવળ તારામાં જ રહેલાં છે. ॥૧૧૧॥ .

धारासिक्तस्थलसुरभिणस्त्वन्मुखस्यास्य बाले
दूरीभूतं प्रतनुमपि मां पंचबाणः क्षिणोति ॥
घर्मान्तेऽस्मिन् विगणय कथं वासराणि व्रजेयु-
र्दिक्संसक्तप्रविरलघनव्यस्तसूर्यातपानि ॥११२॥

### यक्ष संदेशः ५

हे अबले बाले, धारासिक्तस्थलसुरभिणः धारया मदिराधारया सिक्तं यत् स्थलं पृथ्वीस्थलं तद्वत् अथवा धारया जलधारया छिद्रवज्झारेण सिक्तं ग्रीष्मतापेन संतप्तं यत्पृथ्वीस्थलं तद्वत् सुरभिणः सुगन्धस्य अस्य त्वन्मुखस्य दूरीभूतं विप्रकृष्टं, प्रतनुमपि कृशमपि मां पंचबाणः कामः पीडयति क्षिणोति ।

तदा त्वमेव विगणय विचारय अस्मिन् घर्मान्ते घर्मावसाने वर्षाकाले दिक्संसक्त-प्रविरलघनव्यस्तसूर्यातपानि दिक्षु संसक्ताः संलग्नाः प्रविरलाः पृथक् पृथक् भूताः ये विस्खलिताः घनाः मेघास्तैर्व्यस्तः पश्चात्कृतः सूर्यातपो येषु तानि वासराणि दिनानि कथं व्रजेयुः गच्छेयुः ॥११२॥

---

### યક્ષ સંદેશ ૫

પાણી છાંટ્યાં સ્થળ સમ સુગંધી મુખેથી જ તારા
રેતા છેટે કૃશતનુ મને કામ પીડે અતીશે ॥
આ વર્ષામાં દિવસ જ જશે કેમ તે તું વિચાર્ય
આડા આવી સૂરજ તડકો ઢાંકતા યે દિશામાં ॥૧૧૨॥

હે બાલા, મદિરા છાંટવાથી ભીની થયેલી પૃથ્વીમાંથી અથવા તપેલી જમીન પર પાણી છાંટવાથી જેવી સુગંધ નીકળે તેવી સોરમ મારતા સુગંધવાળા તારા મુખથી હું ઘણો દૂર છેટો રહેલો છું અને તેથી દુબળો થઇ ગયો છું છતાં મને કામદેવ પીડે છે. વધુ ક્ષીણ કરે છે વધુ દુબળો કરે છે.

ત્યારે તું વિચાર કર કે આ વરસાદની ઋતુમાં બધી દિશાઓમાં ફેલાયેલાં છુટાં છુટાં ભમતાં વાદળાંથી સુરજનો તડકો ઢંકાઇ ગયો છે એવા વરસાદના દિવસો મને તારા વિરહમાં કેવા જતા હશે કેમ જાતા હશે? ॥૧૧૨॥

त्वामालिख्य प्रणयकुपितां धातुरागैः शिलाया-
मात्मानं ते चरणपतितं यावदिच्छामि कर्तुं ॥
अस्त्रैस्तावन्मुहुरुपचितैर्दृष्टिरालुप्यते मे
क्रूरस्तस्मिन्नपि न सहते संगमं नौ कृतान्तः ॥११३॥

यक्ष संदेशः ६

हे चंडी, धातुरागैः हरिताल-गैरिक-सिन्दूरादिधातूनां पर्वतस्थैः रंगैः प्रणयकुपितां प्रीतिरुष्टां त्वां शिलायां दृषदि आलिख्य चित्रयित्वा आत्मानं ते तव चरणपतितं कर्तुं चित्रयितुं इच्छामि पदापतितं विधातुं यावत् अभिलषामि तावत् मुहुः वारंवारं मे मम दृष्टिः उपचितैः वृद्धिंगतैः अस्त्रैः रोदनजलैः आलुप्यते आच्छाद्यते ।

तस्मिन्नपि आलेख्ये चित्रेपि नौ आवयोः संगमं क्रूरः दयाहिनः शत्रुरूपः कृतांतः विधिः न सहते ॥११३॥

---

યક્ષ સંદેશ ૬

તુંને ચિત્રી પ્રણયકુપિતા ધાતુરંગે શિલામાં
હુંને તારે ચરણ પડતો ચિત્રવા ઈચ્છતો તો ॥
ત્યાં આંસુંથી નજર ફરતી છે ઢંકાઈ જ મારી
ચિત્રો માંયે મિલન ન સહે આપણું ક્રૂર દૈવ ॥૧૧૩॥

હે કોપ કરનારી, હરતાળ ગેરૂ સિંદોર વગેરે પર્વત પર થનારા રંગથી, સ્નેહને લીધે રીંસાયેલી તુંને છીપર ઉપર આળખીને પછી તુંને મનાવવા માટે તારા પગમાં પડેલા મારા શરીરને ચિતરવા ઇચ્છું છું ત્યાં મારી આંખ્યું ભેળાં થયેલાં વધેલાં આંસુંથી ઢંકાઇ જાય છે તેથી આળખી શકતો નથી.

ચિત્રમાં પણ આપણો સમાગમ દયાહીન પ્રારબ્ધ સહન કરી શકતું નથી. ॥૧૧૩॥

मामाकाशप्रणिहितभुजं निर्दयाश्लेषहेतो-
र्लब्धायास्ते कथमपि मया स्वप्नसंदर्शनेषु ॥
पश्यन्तीनां न खलु बहुशो न स्थलीदेवतानां
मुक्तास्थूलास्तरुकिसलयेष्वश्रुलेशाः पतन्ति ॥११४॥

यक्ष संदेशः ७

हे अबले, कथमपि कष्टेन दैववशात् स्वप्नसंदर्शनेषु स्वप्नावलोकनेषु मया लब्धायाः प्राप्तायास्ते तव निर्दयाश्लेषहेतोः गाढालिंगननिमित्तं आकाशप्रणिहित-भुजं आकाशे शून्ये प्रणिहितौ भुजौ करौ येन सः तं मां, आपश्यन्तीनां आसमन्तात् अनेकवारं प्रश्यंतीनां स्थलीदेवतानां वनस्थलीदेवतानां मुक्तास्थूलाः मौक्तिकसमपृथवः बहुशः अश्रुलेशाः रोदनजलकणाः अश्रुबिन्दवः तरुकिसलयेषु द्रुमपल्लवेषु खलु इति निश्चयेन न पतन्ति इति न पतन्त्येव। अर्थात् स्वप्ने त्वां आलिंगितुं आकाशे शून्य-प्रदेशे मया दीर्घीकृतयोः भुजयोः आलिंगने नैष्फल्यं निरीक्ष्य वनदेवता अपि दयया अश्रुबिन्दून् मुंचंति इव तरूणां किसलयेषु स्थिताः पुनस्तेभ्यः पतन्तः बिन्दवः निरीक्ष्यन्ते ॥११४॥

---

યક્ષ સંદેશ ૭

મેં સ્વપ્નામાં નિરખિ જ તને કષ્ટથી મેળવીને
લાંબા બન્ને ભુજ કરિ બહૂ ભેટવા ખૂબ દાબી ॥
અશ્રૂબિંદૂ નિરખતિ મને એ સ્થળી દેવિયોનાં
વર્ષે છે શૂં તરૂ કુંપળમાં જામતાં બિંદુઓથી ॥૧૧૪॥

હે અબલા, મહા મુશ્કેલીયે સ્વપ્નામાં મળેલી એવી તુંને દ્રઢ રીતે આલિંગન દેવા ભેટવા આકાશમાં લાંબા કરેલા હાથવાળા મને ઘણીવાર જોતી, વનસ્થળોમાં રહેતી દેવતાઓનાં મોતીના દાણા જેવાં ઘણાં આંસુનાં ટીપાં ઝાડવાંના કુંપળીયાંમાં નથી પડતાં એમ નથી, પડે છે. અર્થાત હું સ્વપ્નામાં તુંને ભેટવા લાંબા હાથ કરી ભેટવા જાઉં છું તેની નિષ્ફળતાથી તુંને ભેટવાની એ મારી સ્વપ્નની ચેષ્ટાને જોઈ વનની દેવતાઓને જાણે દયાથી આંસું આવતાં હોય, વનની દેવતાઓ જાણે દુઃખ થવાથી આંસું પાડતી હોય તેમ હું જાગી જાઉં છું ત્યારે પ્રભાતે ઝાડવાંના કુંપળીયામાં પાણીના જામી ગયેલા અને નીચે પડતા બિંદુઓને જોઉં છું ॥૧૧૪॥

भित्त्वा सद्यः किसलयपुटान् देवदारुद्रुमाणां
ये तत्क्षीरस्रुतिसुरभयो दक्षिणेन प्रवृत्ताः ॥
आलिंग्यंते गुणवति मया ते तुषाराद्रिवाताः
पूर्वं स्पृष्टं यदि किल भवेदंगमेभिस्तवेति ॥११५॥

यक्ष संदेशः ८

हे गुणवति, गुणालंकृतशरीरे, सद्यः तत्क्षणं देवदारुद्रुमाणां किसलपुटान् पल्लवसंपुटान् भित्वा विकाश्य तत्क्षीरस्रुतिसुरभयः तेषां देवदारुद्रुमाणां यत्क्षीरं दुग्धं तस्य स्रुतिः क्षरणं तेन सुरभयः सुगन्धिताः दक्षिणेन दक्षिणस्यां दिशि प्रवृत्ताः तुषाराद्रिवाताः तुषाराः जलकणाः तैर्युक्ताः स्पृष्टाः अद्रिः हिमाचलः तस्य वाताः हिमगिरिपवनाः मया आलिंग्यन्ते । यदि एभिर्वातैः किल अवश्यं पूर्वं प्रथमं तवांगं तव शरीरं स्पृष्टं भवेत् स्यात् इति निश्चित्य मत्वा ॥११५॥

---

યક્ષ સંદેશ ૮

ભેદી જલ્દી કુંપળપુટને દેવદારૂ દ્રુમોના
તેના છીરે સુરભિ બનતા દક્ષિણાદા જ વાતા ॥
આલિંગૂં છૂં ગુણિયલ તુષારેં ભર્યા વાયુઓને
સ્પર્શ્યૂં હોય પ્રથમ પવનેં માનિને અંગ તારૂં ॥૧૧૫॥

હે ગુણિયલ પત્ની, દેવદારનાં ઝાડના કોમળ કુંપળીયાં ખુલ્લાં કરીને–ખીલવીને તેમાંથી નિકળતા છીરના સ્રાવથી સુગંધિત થયેલા દક્ષિણ દિશા તરફ વાતા હિમાચળના દક્ષીણાદા પવનને હું ભેટું છું. એમ માનીને કે એ વાયુઓયેં તારા શરીરનો સ્પર્શ કર્યો હોય તારા શરીરને એ વાયુ ભેટ્યા હોય ॥૧૧૫॥

संक्षिप्येत क्षणमिव कथं दीर्घयामा त्रियामा
सर्वावस्थास्त्वहरपि कथं मन्दमन्दातपं स्यात् ॥
इत्थं चेतश्चटुलनयने दुर्लभप्रार्थनं मे
गाढोष्माभिः कृतमशरणं त्वद्वियोगव्यथाभिः ॥११६॥

यक्ष संदेशः ९

हे चटुलनयने चटुलानि चंचलानि नयनानि लोचनानि यस्याः सा तत्सम्बोधने । दीर्घयामा दीर्घाः विशालाः यामाः प्रहराः यस्याः सा त्रियामा रात्रिः सर्वावस्थासु आदिमध्यांतेषु क्षणं इव कथं संक्षिप्येत लघूभवेत् ।

अहः अपि दिवसोपि सर्वावस्थासु पूर्वाह्ण-मध्याह्न-पराह्ण-लक्षणासु मन्दमन्दातपं मन्दः प्रस्तोकः आतपः यत्र तत् कथं स्यात् । इत्थं इति दुर्लभप्रार्थनं दुर्लभा अशक्या प्रार्थना यस्य तत् मे मम चेतः गाढोष्माभिः महोष्णाभिः त्वद्वियोगव्यथाभिः तव वियोगजन्यपीडाभिः अशरणं कृतं शरणरहितं निराधारं आश्रयहीनं पराधीनं कृतं विहितमस्ति ॥११६॥

---

યક્ષ સંદેશ ૯

રાત્યું લાંબા પ્રહર જ તણી ટુંકિયું કેમ થાય
ઓછા તાપે દિવસ સઘળો જાય કેમે કરીને ॥
અપ્રાપ્યોને અભિલષતું બેબાકળું ચિત્ત મારૂં
તીવ્રોષ્માથી પરવશ બન્યૂં આ વિયોગ વ્યથાથી ॥૧૧૬॥

હે ચંચળ નેણવાળી, લાંબા પહોરવાળી રાતો, પહેલી રાત મધરાત પાછલી રાત ઘડીક જેવી કેમ જાય ? સવાર બપોર રોંઢો સાંજ દિવસનો એ બધો વખત ઓછા તડકાવાળો કેમ બને અર્થાત રાત અને દી જલદી કેમ પસાર થાય અને આપણા વિયોગની મુદ્દત જટ કેમ-કયા ઉપાયે પુરી થાય આવી અસંભવિત આશા રાખતું અશકય વસ્તુને ઇચ્છતું મારૂં મન, તારા વિયોગથી થયેલી અસહ્ય તપારાવાળી પીડાથી પરવશ લાચાર પરાધીન બની ગયું છે. ॥૧૧૬॥

इत्यात्मानं बहु विगणयन्नात्मनैवावलम्बे
तत्कल्याणि त्वमपि सुतरां मा गमः कातरत्वं ॥
कस्यात्यंतं सुखमुपनतं दुःखमेकान्ततो वा
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥११७॥

### यक्ष संदेशः १०

हे कल्याणि, कस्य अत्यन्तं नैरन्तर्येण सुखं उपनतं उपस्थितं, कस्य वा एकान्ततः सततं दुःखं उपनतं, न कस्यापि इति एवं प्रकारेण आश्वासनेन बहु यथास्यात्तथा विगणयन् विचारयन् आत्मानं हृदयं आत्मना एव मनसा एव अवलंबे धारयामि। मनुष्याणां दशा सुखदुःखरूपा अवस्था नीचैः च उपरि च चक्रनेमिक्रमेण गच्छति। चक्रस्य नेमिः उंटडो इति सौराष्ट्रे चक्रस्याराक्रमेण कदाचित् चक्रस्यारा नीचैः अधस्ताद् गच्छति पुनः सद्य एव उपरि उपरिष्टाद् गच्छति याति। तथा सुखदुःखस्यापि अवस्था कालक्रमेण अधउपरिगामिनी भवति, कदाचित् सुखरूपा कदाचिद् दुःखरूपा। तत् तस्मात् कारणात् हे कल्याणि शोभनावयवे, त्वमपि सुतरां अतिशयेन कातरत्वं अधीरत्वं मा गमः मा यासीः ॥११७॥

---

### યક્ષ સંદેશ ૧૦

જીવૂં છું હું વિવિધ અભિલાષો કરી ચિત્તમાંહીં
હે કલ્યાણી ધિરજ ધરિને ના થજે તૂં નિરાશ ॥
કોઇ પામે ન સુખ સતત નિત્ય પામે ન દુઃખ
નીચે ઊંચે ફરતિ જ દશા ચક્રના જેમ આરા ॥૧૧૭॥

પરંતુ હે કલ્યાણિ, કોને હમેશાં જીંદગી આખી સુખ મળે છે? અને કોને આખી જીંદગી દુઃખ આવ્યા કરે છે? કોઇને પણ નહિ. એમ વિચારી મારા હૃદયને મનથી આશ્વાસન આપી જીવી રહ્યો છું. આવર્તા સુખ અને દુઃખ પૈડાનો ઉંટડો જેમ નીચે અને ઉંચે આવ્યા કરે છે તેમ માણસોને સુખ અને દુઃખ આવે છે ને જાય છે, માટે હે વહાલી, તું પણ આવો વિચાર કરી અધીરી થાતી નહિ. ॥૧૧૭॥

शापान्तोमे भुजगशयनादुत्थिते शार्ङ्गपाणौ
शेषान्मासान् गमय चतुरो लोचने मीलयित्वा ॥
पश्चादावां विरहगणितं तं तमात्माभिलाषं
निर्वेक्ष्यावः परिणतशरच्चंद्रिकासु क्षपासु ॥११८॥

यक्ष संदेशः ११

हे कल्याणि, शार्ङ्गपाणौ शार्ङ्गं धनुः पाणौ हस्ते यस्य सः तस्मिन् विष्णौ भुजगशयनात् शेषपर्यंकात् उत्थिते जागरिते सति मे शापान्तः मम शापस्य देशाद् बहिर्निष्कासनाज्ञाया वर्षैकपरिमितायाः अंतः पूर्णता भविष्यति यतः करणात् शेषान् चतुरः चतुःसंख्याकान् मासान् लोचने मीलयित्वा नेत्रे निमील्य गमयेः अतिवाहयेः । विक्रमसंवदनुसारं आषाढशुक्लैकादश्यां विष्णुः शेषशय्यायां स्वपीति पुनः चातुर्मास्यनन्तरं कार्तिकशुक्लैकादश्यां देवदीपोत्सवीदिने देवदिवाळी इति सौराष्ट्रे तस्मिन्दिने विष्णुरुत्तिष्ठति ।

पश्चात् स्वस्थानागमनानन्तरं आवां त्वं च अहं च द्वावपि विरहगणितं विरहकाले संकलिपतं तं तं आत्माभिलाषं भोगविलासस्य निजमनोरथं परिणतशरच्चन्द्रिकासु परिणता संपूर्णतां गताः शरद् ऋतुः तस्याः चन्द्रिकाः यासु ताः तासु क्षपासु रात्रिषु कार्तिकशुक्लद्वादश्यनन्तरं हेमन्तर्तोः प्रारंभात् निर्मलचन्द्रिकाप्रकाशितासु रात्रिषु निर्वेक्ष्यावः उपभोक्ष्यावहे विविधविलाससुखाभिलाषपूर्तिं करिष्यावहे ॥११८॥

---

યક્ષ સંદેશ ૧૧

ઊઠયે વિષ્ણુ ભુજગ શયનેથી થશે શાપ અંત
આંખ્યૂં વીંચી વ્યતિત કરજે બાકિના ચાર માસ ॥
આકાંક્ષાઓ વિરહ સમયે આપણે જે કરી છે
પૂરી થાશે ઉતરતિ શરદ ચાંદની રાત્રિઓમાં ॥૧૧૮॥

હે કલ્યાણી, વિષ્ણુ, શેષનાગની શય્યા ઉપરથી જાગશે ત્યારે એટલે કાર્તક શુદી ૧૧, દેવ દિવાળીને દિવસે મારા શાપની—મને મળેલા દેશવટાની એક વરસની મુદત પુરી થાશે. માટે હવે બાકી રહેલા ચાર મહિના આંખ્યું વીંચીને તું કાઢી નાખજે. પછી શરદ ઋતુ ઉતરી જવાથી વાદળાં વિનાની ચાંદનીના પ્રકાશમાં આપણે બેઉ વિરહના સમયમાં જે જે વિલાસ ભોગવવાના મનોરથ કર્યાં છે તે ભોગવશું. પુરા કરશું ॥૧૧૮॥

भूयश्चाहं त्वमपि शयने कण्ठलग्ना पुरा मे
निद्रां गत्वा किमपि रुदती सत्वरं विप्रबुद्धा ॥
सान्तर्हासं कथितमसकृत् पृच्छतश्च त्वया मे
दृष्टः स्वप्ने कितव रमयन् कामपि त्वं मयेति ॥११९॥

यक्ष संदेशः १२

अयं स्वामिप्रयुक्त एव मेघ इति विश्वासोत्पादनार्थं प्राक्तनं रहस्यमयं वृत्तान्तं निवेदयन्नाह ।

हे कल्याणि, भूयः पुनरपि शृणु । पुरा पूर्वं एकदा शयने शय्यायां मे कण्ठलग्ना सती निद्रां गत्वा निद्रां प्राप्य सुप्तासीत् । पुनः किमपि केनापि अविज्ञातेन कारणेन रुदती सती सत्वरं शीघ्रं त्वं विप्रबुद्धा जागरिता । तदा असकृत् वारंवारं पृच्छतः मे मम त्वया सान्तर्हासं अंतर्हसितसंयुक्तं कथितं । हे कितव, धूर्त कामपि प्रमदां रमयन् क्रीडयन् त्वं स्वप्ने मया दृष्टः । सपत्नीदुःखादहं रोदीमि ॥११९॥

---

યક્ષ સંદેશ ૧૨

પૂર્વે મારે વળગિ જ આપણે સાથ સૂતાં
જાગી જલ્દી રૂદન કરતી ઊંઘને તું તજીને ॥
મેં પૂછ્યાથી બહુ વખત તેં ત્યાં કર્યૂં મંદહાસ્યે
જોયો તૂંને કપટિ રમતો સ્વપ્નમાં અન્ય સાથે ॥૧૧૯॥

આ પતિએ મોકલેલો જ મેઘ છે એમ ખાત્રી થાવા માટે આગળ બનેલા, બીજું કોઇ નહોતું જાણતું એવા બનાવનું વર્ણન કરતાં કહે છે.

હે કલ્યાણિ, ફરી સાંભળ. આગળ એક વખત તું મારે ગળે વીંટાઇને ઉંઘી ગઇ હતી. થોડા વખત પછી એકદમ જાગી ગઇ અને કાંઈ કારણ વિના રોવા મંડી. મેં ઘણીવાર પુછ્યું ત્યારે મનમાં હસતી તેં કહ્યું કે હે ધુતારા, મે તને કોઇ બીજી સ્ત્રી સાથે ક્રીડા કરતો જોયો તેથી રોઉં છું. ॥૧૧૯॥

